# અનુક્રમણિકા

—(*)—

*

## વ્યાખ્યાન : ૫૮

( રવિવાર, તા ૧-૯-૬૩ )

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે .

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ભગવાન મહાવીરે નરકમા જવાના ઘણા ભાવો કહ્યા છે તેમા નીચેના ચાર કારણો મુખ્ય છે (૧) મહાઆરંભિયાએ, (૨) મહાપરિગ્ગહિયાએ, (૩) કુણિમાહારેણ, (૪) પચેન્દ્રિયવહેણ

**(૧) મહાઆરંભિયાએ**—મોટા પાયા પર સમારભો કરવા, મોટી પેઢીઓ સ્થાપવી, મિલો, મશીનો અને કારખાનાઓ ચલાવવા; અનેક જીવોનો હુ પાલનહાર છુ એમ માનવુ અને પાપ કરતા કરતાં આનંદ માનવો, એ મહાઆરભિયાએ ભાવ છે

**(૨) મહાપરિગ્ગહિયાએ**—મહાન પરિગ્રહ કરવો તે પરિગ્રહ કારમો છે એ કામને પ્રદીપ્ત કરનાર, જન્મ, જરા અને મૃત્યુના મૂળને સીચનાર છે અણુ અને પરમાણુના બોમ્બ બનાવનારાઓ કેટલા ભવ માટે પાપ બાધે છે ? એક દેશ બીજા દેશ પર હુમલો કરે છે અને લાખો જીવોનો કચ્ચરઘાણ વાળી દે છે કોઈ ધરતીનો ટુકડો ભેગો બાધી જતો નથી, છતા એને મેળવવા માટે કાળા કામો કરે છે મહમ્મદ ગિઝનીએ ભારત ઉપર સત્તર વાર ચડાઈ કરી હીરા, મોતી અને ઝવેરાતના ભેગુ કર્યું મૃત્યુ વખતે તેનો વ્યાધિ વધી ગયો ત્યારે પોતાની બાજુમા હીરા, મોતી અને ઝવેરાતના ઢગલા કરાવીને કહેવા લાગ્યો,

ઓ ઝવેરાત ! ઓ સોનામહોરો ! મને બચાવો ! પણ હવે એનું કોણ સાંભળે ! જીવતો હતો ત્યારે એનું નામ સાંભળે ત્યાં લોકો થરથરતા હતા પણ હવે એને કોણ બચાવે ! એની વેદના કોણ લઈ લે !

પોતાના આપ્ત જનોને અને સ્નેહીઓને બોલાવીને એ કહેવા લાગ્યો તમારા ખવાના માટે મેં લોહીની નીક વહેવડાવી, હાડકાની પાળો બાંધી. હવે મને આમાંથી બચાવો. આ તો એ હાથ ઘસતો ચાલ્યો ગયો પણ કોઈ એને બચાવી શક્યું નહીં

તમે જે છેતરપીંડી કરીને પૈસા કમાતા હશો તો ખાનારા ખાઈ જશે અને કાળા હાથ કરીને કર્મનો જે જથ્થો ભેગો કર્યો હશે તે તો તમારે જ ભોગવવો પડશે. માટે પાપથી ડરે તે પંડિત અને નવાં કર્મો ન બાંધે તે જ્ઞાની. અહીં તો એકનું ખૂન કરે તેને પણ એક ફાંસી અને હજારના ખૂન કરે તેને એક જ ફાંસીની સજા થાય છે પણ ત્યાં એવું નથી. નરકમાં ગયા પછી તેને ભાલાની અણીમાં ભરાવીને ધગધગતી આગમાં શેકે છે અહીં તો બીડીનું ઠુંઠું પગમાં આવી ગયું હોય, તેમ પાટો બાંધીને ફરો છો આંખમાં કણું પડ્યું હોય તેમ ડૉક્ટરના ઉપચારો કરાવો છો પણ ત્યાં કોઈ વેદનાનું શમન નથી. પરમાધામી સુથાર જેમ કાપીને ટુકડા કરી નાખે છે અહીં કેમ્પાક ભોંકી નાખે છે કે તારા તો રાઈ રાઈ જેટલા ટુકડા કરીને ઉપરથી મીઠું ભભરાવું તેમ મારી આગ ઓલવાતી નથી, ત્યારે નરકમાં તો એવું પ્રત્યક્ષ બને છે ઘાંચીઓમાં શેરડીની જેમ પીલી નાખે છે ધોબી કપડાં ધૂવે તેવી રીતે પણ ઝીંકીને પછાડે છે નિકાચિત આયુષ્યનો બંધ હોવાથી આવી વેદનામાં પણ જીવ મરતો નથી.

નારકીનો જીવ સાતમી છઠ્ઠી પાંચમી ચોથી ત્રીજી બીજી અને પહેલી નરકે અનેક વાર જઈ આવ્યો. સાતમી નરકે જાય છે ત્યાં કપાવું છેદાવું ભેદાવું ચામડી ઉતારવી ઉપરથી તીક્ષ્ણ ક્ષારો છાંટવા અને આવી તો અનેક વેદનાઓ વેઠે છે કુંભીનું મુખ સાંકડું અને પેટાળ મોટું હોય છે તેમાં જીવ ઉત્પન્ન થાય છે અ[illegible] કરતા મોટા હોય

છે અદર ને અદર શરીર મોટુ થવા લાગે છે ને જીવ અદર ગૂગળાય છે પરમાધામીઓ ભાલા લઈ લઈને એના ટુકડે ટુકડા કરી નાખે છે જીવ કાળી ચીસો નાખીને પોકારો કરે છે 'બચાવો, બચાવો!' પણ ત્યા એને કોણ બચાવે? છાના કે જાહેર પાપો ત્યા છાના રહેતા નથી કેટલાય જીવો સત્તા, સપત્તિ, સુરા, સુદરી અને માસભક્ષણની પાછળ મતવાલા બનીને મહાલે છે અને આવી અણમોલ જિદગી ગુમાવી દે છે. જે જીવો જીવવાની આશાવાળા અને મરણના ભયવાળા હોય તેની ક્રૂર હિસા કરે છે આજનુ રાજ્ય તો જાણે હિસાનુ રાજ્ય બની ગયુ છે મત્સ્ય-ઉદ્યોગ દ્વારા માછલીઓ ભેગી કરીને અને તેને શીતાગારોમા રાખીને પરદેશ મોકલે છે આ બધા પાપો તેને ક્યા મૂકશે?

તમે અહી તો ઉનાળાની સાધારણ ગરમી પડે ત્યા એરકડિશનમા ભરાઈ જાવ છો, સુગધી વાળાની ટટ્ટીઓની પાછળ શીતળતા મેળવવાના ફાંફા મારો છો, હવાખાવાના સ્થળોમા ફરવા જઈ આવો છો, પણ નરકની ગરમીનો અનુભવ બહુ કપરો છે લાખ યોજનનો લોઢાનો ગોળો નરકમા નાખવામા આવે, તો એ એક સેકડમા પીગળીને રસ બની જાય એટલી ગરમી ત્યા છે સાતાના રસિયા જીવો એકમાત્ર પોતાની સાતા માટે કેટલા જીવોને રિબાવે છે?

**દૃષ્ટાન્ત**—શિકાર કરવા જતા શ્રેણિક રાજાએ એક ગર્ભવતી મૃગલીને બાણ માર્યું આથી મૃગલી તરફડવા લાગી, અને ગર્ભના કોમળ બચ્ચાઓને વીધીને તેનુ બાણ જમીનમા ખૂપી ગયુ! આથી શ્રેણિક રાજા ફુલાવા લાગ્યો કે મારામા જોર કેટલુ! એક બાણથી ત્રણ ત્રણ જીવો વીધાયા અને મારુ બાણ જમીનમા ખૂપી ગયુ! જૈનધર્મ પામ્યા પહેલા શ્રેણિક રાજાએ ઘણા શિકાર કર્યા તેને અનાથીમુનિનો ભેટો થઈ ગયા પછી તેના દેશની હદમા તેણે શિકાર કરવાનો પ્રતિબધ કરી દીધો આથી તેણે તીર્થંકર ગોત્ર બાધી દીધુ! માટે સત્સગમા પ્રીતિ રાખો સત્સગથી કૃષ્ણપક્ષી હોય તે શુક્લપક્ષી થઈ જાય છે.

તો અંદર છે એ લૂટાઈ ન જાય, એના માટે જે સાવધાન રહે તે સાધુ છે એટલા માટે તો મહાત્મા આનંદઘનજી કહે છે—

જેને તે જીત્યા રે તેણે હુ જીતીઓ રે,
પુરુષ કીસ્યુ મુજ નામ ?
પથડો નિહાળુ રે બીજા જિનતણો રે

હે ભગવાન ! કામ, ક્રોધ, મોહ આદિ કષાયોને આપે તો જીતી લીધા, પરંતુ એ જ કષાયોએ મને જીતી લીધો છે, માટે હુ પુરુષ કહેવડાવવાને યોગ્ય રહ્યો નથી !

**દૃષ્ટાન્ત**—ઘરમા બધુ ઝવેરાત મૂકીને બાપ બહારગામ ગયો. જતી વખતે જુવાન છોકરાને ભલામણ કરી કે આ મકાનના બધા કમાડ સાચવીને સૂજે પાછળથી છોકરાએ વિચાર કર્યો કે બાપા કમાડ સાચવીને સૂવાનુ કહી ગયા છે, માટે બધા કમાડને સાચવીને જ સૂવુ જોઈએ બધા મિજાગરા કાઢીને તેણે કમાડોનો ઢગલો કર્યો અને તેના ઉપર પથારી કરીને એ સૂઈ ગયો પાછળથી ચોરો બધુ સાફ કરી ગયા બાપે આવીને છોકરાને ઠપકો આપતા કહ્યુ કે, 'અરેરે, આ શું કર્યું ? ચોર લોકો બધુ ઉઠાવી ગયા, ને તે સભાળ્યુ કેમ નહી ?' છોકરો બોલ્યો, 'તમે કમાડ સાચવવાનુ કહી ગયા હતા એ કમાડોને બરાબર ગણી જુઓ. એક તો તમે બહારગામ જાવ ત્યારે અમે તમારુ કહ્યુ કરીએ ને ઉપરથી ધમકાવો છો ?' હવે બાપ શુ બોલે ?

તમે પણ બાહ્ય સાચવવામા પડ્યા છો ને આતરિક લૂટાઈ રહ્યુ છે તાત્ત્વિકમા કોઈ ડખો નથી જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ બધા જૈનોની મૂડી છે, પણ તમે તો કમાડ સાચવનારા ડાહ્યા દીકરાઓ છો ને !

ગચ્છના ભેદ બહુ, નયન નિહાળતા,
તત્ત્વની વાત કરતા ન લાજે !

અહિંસાદિ પાચ વ્રતોનુ પાલન અને સ્થાપન કરાવવા માટે જૈનધર્મ છે તેમા ગચ્છો કેટલા ? ગચ્છમા પણ કેટલા ભેદો ? આનુ પરિણામ એ આવ્યુ કે એક અવાજનુ જે બળ હતુ તે ચાલ્યુ ગયુ,

મારા-તારાની ખેંચતાણ વધી પડી. એમાં કહેવાતા સાધુઓએ પણ મહત્ત્વનો ભાગ ભજવ્યો. ખોટાઓ તો ઝઘડો કરાવીને દૂર રહે છે ગમે તે ગામની કોલેજમાં ભણતો વિદ્યાર્થી હોય, પણ પરીક્ષા તો એક જ યુનિવર્સિટીની છે ને? એમ જ્યાં કુગુરુઓએ આખે ભાગ પડાવી દીધા છે તમે ધર્મમાં રમણ ન કરો તો કંઈ નહીં પણ ધર્મમાં ઝઘડા તો કરશો જ નહીં ધનવાનોને આવા ઝઘડાઓ બહુ ગમે છે પણ આવા ઝઘડાઓ ઝેર વધારે છે

દૃષ્ટાન્ત—દીકરો પરદેશથી કમાઈને આવ્યો અને મુંબઈથી નીકળતી વખતે બાપને તાર કર્યો કે અમુક ગાડીમાં હું આવું છું બાપ હારતોરા લઈને સ્ટેશને ગયો ગાડી આવી ને નીચે ઊતરીને છોકરો બાપના પગમાં પડીને કહે છે બાપા! આ વખતે તો સારો તડાકો પડ્યો. એક લાખ રૂપિયા લઈને આવ્યો છું

બાપ કહે છે શાબાશ બેટા! તું સપૂત છે

પણ કોઈ બાપે એમ પૂછ્યું કે એ એક લાખમાં કાળાબજારનાં કેટલા નાખ્યા છે? ખોટું બોલીને મેળવેલા પૈસા કેટલા છે? એને જુદા કાઢી નાખ. આ કહેવાની જરૂર છે

ભગવાન બુદ્ધ નિડરતાથી આગળ વધ્યા. અજ્ઞાની આત્માઓ પડછાયાથી પણ ડરે છે ત્યારે જ્ઞાનીઓ મૃત્યુથી પણ ડરતા નથી. એ તો કહે છે—

અબ હમ અમર ભયે ન મરેંગે.
યા કારન મિથ્યાત દિયો તજ
ક્યોં કર દેહ ધરેંગે અબ
રાગ દોષ જગબંધ કરત હૈ
ઇનકો નાશ કરેંગે.
મર્યો અનંત કાલ તેં પ્રાણી
સો હમ કાલ હરેંગે અબ

જેના હૃદયમાં અમરત્વના સિદ્ધાન્તો ઊતર્યા હોય તેને ભય શાનો

હોય ? શિવાજીની માએ હાલરડામા પુત્રને અમરત્વના પાઠ પઢાવ્યા, ત્યારે તમે શુ કર્યું ? 'બાવો આવ્યો' કે 'હાઉ આવ્યુ' કહીને બાળકને ડરપોક બનાવ્યુ ?

ભગવાન બુદ્ધ ચાલ્યા આવે છે એક પથ્થર પર બેઠેલો અગુલિમાલ વિચાર કરવા લાગ્યો કે આ બે માથાનો કોણ નીકળ્યો ? એણે તરત જ પડકાર કર્યો, 'એય ! ખડે રહો ! તુમ કૌન હો ?' પણ બુદ્ધ ભગવાન તો ચાલવા જ માડ્યા, અને ચાલતા ચાલતા તેઓ બોલ્યા, 'મૈ તો ખડા હૂ, ઔર તુમ ચલ રહે હો !' આ સાભળીને અગુલિમાલ ઊભો થઈ ગયો અને બોલ્યો, 'હુ ઊભો છુ, તેને તમે ચાલતો હોવાનુ કહો છો, ને તમે ચાલતા હોવા છતા ઊભા હોવાનુ કહો છો આ શુ બોલો છો ? જરા સમજાવો તો ખરા ?'

ભગવાન બુદ્ધ બોલ્યા, 'હુ અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહવ્રતમા ઊભો છુ, અને તુ માયા, મોહ, લોભ આદિના પ્રવાહમા ચાલી રહ્યો છે'

અગુલિમાલ તો સ્તબ્ધ બની ગયો બુદ્ધે તેને અહિસાનો ધર્મ સમજાવ્યો, અસ્તેય અને અપરિગ્રહના પાઠો પઢાવ્યા અને સત્યનો ઉપદેશ આપ્યો અગુલિમાલે પોતાની તલવારના ટુકડા કરી નાખ્યા અને એ બુદ્ધ ભગવાનના ચરણોમા નમી પડયો અગુલિમાલ બૌદ્ધ ધર્મનો સાધુ બની ગયો !

આ તરફ પ્રસેનજિત રાજા અગુલિમાલને પકડવા માટે સેના સજ્જ કરીને ભગવાન બુદ્ધને વદન કરવા અને માગલિક સાભળવા આવી રહ્યા હતા બુદ્ધે પૂછ્યુ, 'અત્યારમા કઈ તરફ ?'

પ્રસેનજિતે કહ્યુ, 'ભગવન્ ! ડાકુ અગુલિમાલથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે તેને પકડવા જઈ રહ્યો છુ'

'એક ડાકુને પકડવામા આટલુ મોટુ સૈન્ય !' બુદ્ધે હસીને પ્રશ્ન કર્યો.

મારા-તારાની ખેંચતાણ વધી પડી. એમાં કહેવાતા સાધુઓએ પણ મહત્વનો ભાગ ભજવ્યો. ખોટાઓ તો ઝઘડા કરાવીને દૂર રહે છે અને તે ગામની કોલેજમાં ભણતો વિદ્યાર્થી હોય, પણ પરીક્ષા તો એક જ યુનિવર્સિટીની છે ને! એમ છતાં કુગુરુઓએ આજે પાટા બંધાવી દીધા છે. તમે ધર્મમાં રમણ ન કરો તો કાંઈ નહિ, પણ ધર્મમાં ઝઘડા તો કરશો જ નહીં. ધનવાનોને આવા ઝઘડાઓ બહુ ગમે છે, પણ આવા ઝઘડાઓ ઝેર વધારે છે.

દૃષ્ટાન્ત—દીકરો પરદેશથી કમાઈને આવ્યો અને મુંબઈથી નીકળતી વખતે બાપને તાર કર્યો કે અમુક ગાડીમાં હું આવું છું. બાપ હારતોરા લઈને સ્ટેશને ગયો. ગાડી આવી ને નીચે ઊતરીને છોકરો બાપના પગમાં પડીને કહે છે: બાપા! આ વખતે તો સારો વાઢો પડ્યો. એક લાખ રૂપિયા લઈને આવ્યો છું.

બાપ કહે છે: શાબાશ બેટા! તું સપૂત છે.

પણ કોઈ બાપે એમ પૂછ્યું કે એ એક લાખમાં કાળાબજારનાં કેટલાં નાખ્યાં છે? ખોટું બોલીને મેળવેલા પૈસા કેટલા છે? એને જુદા કાઢી નાખ. આ કરવાની જરૂર છે.

ભગવાન બુદ્ધ નિડરતાથી આગળ વધ્યા. અજ્ઞાની આત્માઓ પડછાયાથી પણ ડરે છે ત્યારે જ્ઞાનીઓ મૃત્યુથી પણ ડરતા નથી. એ તો કહે છે—

અબ હમ અમર ભયે ન મરેંગે.
યા કારન મિથ્યાત દિયો ત[illegible]
ક્યોં કર દેહ ધરેંગે અબ
[illegible] બંધ કરત હૈ
ઇનકો નાસ કરેંગે.
મર્યો અનંત કાલ તેં પ્રાણી
સો હમ કાલ હરેંગે અબ

જેના હૃદયમાં અમરત્વના સિદ્ધાન્તો ઊતર્યા હોય તેને ભય શાનો

હોય ? શિવાજીની માએ હાલરડામા પુત્રને અમરત્વના પાઠ પઢાવ્યા, ત્યારે તમે શુ કર્યુ ? 'બાવો આવ્યો' કે 'હાઉ આવ્યુ' કહીને બાળકને ડરપોક બનાવ્યુ ?

ભગવાન બુદ્ધ ચાલ્યા આવે છે એક પથ્થર પર બેઠેલો અગુલિમાલ વિચાર કરવા લાગ્યો કે આ બે માથાનો કોણ નીકળ્યો ? એણે તરત જ પડકાર કર્યો, 'એય ! ખડે રહો ! તુમ કૌન હો ?' પણ બુદ્ધ ભગવાન તો ચાલવા જ માડ્યા, અને ચાલતા ચાલતા તેઓ બોલ્યા, 'મૈ તો ખડા હૂ, ઔર તુમ ચલ રહે હો !' આ સાભળીને અગુલિમાલ ઊભો થઈ ગયો અને બોલ્યો, 'હુ ઊભો છુ, તેને તમે ચાલતો હોવાનુ કહો છો, ને તમે ચાલતા હોવા છતા ઊભા હોવાનુ કહો છો આ શુ બોલો છો ? જરા સમજાવો તો ખરા ?'

ભગવાન બુદ્ધ બોલ્યા, 'હુ અહિસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહવ્રતમા ઊભો છુ, અને તુ માયા, મોહ, લોભ આદિના પ્રવાહમા ચાલી રહ્યો છે'

અગુનિમાલ તો સ્તબ્ધ બની ગયો બુદ્ધે તેને અહિસાનો ધર્મ સમજાવ્યો, અસ્તેય અને અપરિગ્રહના પાઠો પઢાવ્યા અને સત્યનો ઉપદેશ આપ્યો અગુલિમાલે પોતાની તલવારના ટુકડા કરી નાખ્યા અને એ બુદ્ધ ભગવાનના ચરણોમા નમી પડયો અગુનિમાલ બૌદ્ધ ધર્મનો સાધુ બની ગયો !

આ તરફ પ્રસેનજિત રાજા અગુલિમાલને પકડવા માટે સેના સજ્જ કરીને ભગવાન બુદ્ધને વદન કરવા અને માગલિક સાભળવા આવી રહ્યા હતા બુદ્ધે પૂછ્યુ, 'અત્યારમા કઈ તરફ ?'

પ્રસેનજિતે કહ્યુ, 'ભગવન્ ! ડાકુ અગુલિમાલથી પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી રહી છે તેને પકડવા જઈ રહ્યો છુ'

'એક ડાકુને પકડવામા આટલુ મોટુ સૈન્ય !' બુદ્ધે હસીને પ્રશ્ન કર્યો.

ડાકુ બહુ ભયંકર છે ' પ્રસેનજિત બોલ્યો. કદાચ આટલું સૈન્ય પણ ઓછું પડશે !

એ અંગુલિમાલ પકડાઈ જાય તો તેને શી સજા કરશો ?' ભગવાન બુદ્ધે પ્રશ્ન કર્યો.

એ બદમાશ પકડાય તો ફાંસીને પાટિયે ચઢાવી દઉં !

અને એ સાધુ થઈ ગયો હોય તો ? ભગવાને હસતાં હસતાં પૂછ્યું.

અરે પ્રભુ ! પ્રસેનજિત બોલ્યો. એવા નિર્દયને ધર્મ ક્યાંથી સૂઝે !

પણ આ બૌદ્ધ સંઘમાં જ એ અંગુલિમાલ હોય તો ?' પ્રભુએ પૂછ્યું.

તો એના પગમાં પડું. પ્રસેનજિતે કહ્યું. ભગવાન બુદ્ધે ભિક્ષુના વેશમાં અંગુલિમાલને બતાવ્યો. પ્રસેનજિત રાજાએ તેને વંદન કર્યાં.

વેરથી વેર શમે ન કદાપિ આગથી આગ બુઝાય ના
હિંસાથી હિંસા ઘટાય નહિ શસ્ત્રોથી શાન્તિ સ્થપાય ના.

બોમ્બના બનાવનારા વૈજ્ઞાનિકોને એક દી જરૂર પસ્તાવું પડશે !

બળતી ઝળતી આ દુનિયાને એક દી
પ્રભુ મહાવીરે ચીંધ્યા રાહે જવું પડશે !

**વેરેણ વેરં વડ્ઢઇ** —વેરથી વેર વધે છે. વેરનું શમન થાય છે પ્રેમથી. શસ્ત્રોના ઢગલાઓ શાન્તિ સ્થાપવા સમર્થ નથી. ભગવાન મહાવીરના અભયમાર્ગે શાન્તિ સ્થપાય છે.

નાગશ્રીએ મુનિનો ઘાત કર્યો. નારકીના ૧૪ અને તિર્યંચના ૧૪ મળીને ૨૮ ભવ તેણે કર્યા. આવા નરકમાં ન જવું હોય તો—

એક વચન એ સદ્ગુરુ કેરું જો બેસે હૃદયમાંય રે પ્રાણી !
નરક ગતિમાં તે નવી જાવે એમ કહે જિનરાય રે પ્રાણી !

સદ્ગુરુનું એકાદ વચન હૃદયમાં ઉતરી જાય અને જીવન પલટાવી નાખો તો જરૂર કલ્યાણ થઈ જાય.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૫૯

(સોમવાર, તા ૨-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે નાગશ્રી બ્રાહ્મણી મુનિની હત્યા કરીને એક એક નરકમા બબ્બે વાર ગઈ આરભ અને પરિગ્રહમા રક્ત રહેનાર ધર્મનો દ્રોહી બની જાય છે પરિગ્રહીને ધર્મ ગમતો નથી નરકમા જવાના ચાર કારણોમાના પ્રથમના બે કારણો ગઈ કાલે કહેવામા આવ્યા આજે એના ત્રીજા અને ચોથા કારણનો વિચાર કરીએ

**(૩) કુણિમાહારેણં**—ભક્ષણ કરવામા શુ યોગ્ય છે અને શુ અયોગ્ય છે તેનો વિચાર ન હોય અને માસ-મદિરા આદિનુ ભક્ષણ કરે તે કુણિમાહારેણ કહેવાય છે

**(૪) પચેન્દિયવહણેણં**—સજ્ઞી પચેન્દ્રિયનો વધ કરે અને તેમા બડાઈ માને તેને પચેન્દિયવહણેણ કહેવામા આવે છે

આ ચારેય કારણો મનુષ્યભવમાથી સીધા નારકીના ભવમા લઈ જનારા છે નારકીના જીવને કાયમને માટે આ દસ પ્રકારની વેદનાઓનો અનુભવ કરવો પડે છે (૧) અનતી ભૂખ, (૨) અનતી તરસ, (૪) અનતી ટાઢ, (૪) અનતી ગરમી, (૫) અનતો દાહ, (૬) અનતો ભય, (૭) અનતો જ્વર, (૮) અનતી ખરજ, (૯) અનતી પરાધીનતા, અને (૧૦) અનતો શોક માનવ જ્યારે પાપ કરે છે ત્યારે તેને નરકમા-

થશે આત્મા શરીરથી ભિન્ન છે, પણ તમે તો શરીરની સજાવટ, રક્ષણ અને શોભા વધારવામા જ સમય વિતાવો છો એટલો સમય જો આત્માના ગુણોનો વિકાસ કરવામા આવે તો કલ્યાણ થઈ જાય એક વાર સમ્યગ્દર્શન થઈ જાય, તો શરીરનો મોહ છૂટી જાય, જ્ઞાનનો પ્રકાશ પથરાઈ જાય એમ છતા સમકિત વિનાનુ જ્ઞાન શુષ્ક છે સમકિત વિના શ્રેણિક રાજાને નરકનો બધ પડી ગયો સમકિતી જીવને નરકનો બધ થતો નથી

જેને પરિગ્રહ રુચે છે તેને ધર્મ રુચતો નથી જે કોઈ મિલ, કારખાના આદિ ખોલે તેને અભિનદન આપનાર પણ પાપનો ભોક્તા થાય છે એક કારખાનાના ઉદ્‌ઘાટનમા ચા–નાસ્તો ઉડાવીને બધા અભિનદન આપે છે અને જાતે પાપ વહોરે છે પણ તમારા આ કારખાનામા રૂ અને મગફળી પિલાતી નથી, પણ તમરુ પુણ્ય પિલાય છે, કારણ કે એમા મગફળી કે રૂને બદલે કેટલા જીવો પિલાશે એમ કોઈ કહે છે ખરુ ? આવા લોકોના પુણ્ય ખવાઈ જાય છે એટલે એ નરકના અધિકારી બની જાય છે એમને કોઈ શાપ દેવા જતુ નથી

**દૃષ્ટાન્ત**—રાજગૃહી નગરીમા મહાશતક નામનો ગાથાપતિ રહેતો હતો એ સમર્થ અને બુદ્ધિમાન હતો તેને ત્યા તેર સ્ત્રીઓ હતી બાર સ્ત્રીઓ એક એક કરોડ સોનૈયા અને એક એક ગોકુળ જેટલી ગાયો લાવી હતી બાકીની એક સ્ત્રી આઠ કરોડ સોનૈયા અને આઠ ગોકુળ ગાયો લાવી હતી. દસ હજાર ગાયોનુ એક ગોકુળ ગણાય છે આ ઉપરાત મહાશતકની પોતાની મિલકત પણ ચોવીસ કરોડ સોનૈયાની હતી તેમાના આઠ કરોડ સોનૈયા તેણે ધરતીમા રાખ્યા હતા આઠ કરોડ વેપારમા રોક્યા હતા અને આઠ કરોડ ઘરવખરીમા રાખ્યા હતા સિદ્ધાન્ત કહે છે કે એ શ્રાવકો જેટલો વેપાર કરતા તેટલી જ રકમ અનામત પણ રાખતા, કદાચ આસ્માની સુલતાની થાય તો અનામતમાથી ભરપાઈ થઈ શકે। આજે તો ખીસામા એક હજાર હોય ને દસ-હજારનો વેપાર કરે છે પછી એમા કેટલી રાડીરાડોને રહવુ પડે છે !-

ઇચ્છા કરો એ આરંભ છે અને આરંભમાં મમતા એ પરિગ્રહ છે. એક ધનવાનને જોઈને ધનવાન થવાની ઇચ્છા કરવી, એક મોટર કે બંગલાવાળાને જોઈને મોટર કે બંગલાવાળા બનવાની ઇચ્છા કરવી એ જ આરંભ છે. આવો આરંભ પરિગ્રહમાં પલટાઈ જાય છે અને એ પરિગ્રહ પાપનું મૂળ છે. ખોટા સતારાઓને જોયા છે? શરૂઆતમાં એ સોના જેવા ચમકારા મારે છે પણ પાણી ચડે કે કાળા ધબ પડી જાય! એવી જ રીતે—

જૂઠી આશા ને માનમાં ફુલાયે
દિને આસમાને તારા દેખાયે
એમાં તારું છે પતન કર ધર્મનું જતન
વહી જાય રે અમોલ ઘડી ખરી રે
ફરી ફરી રે પ્રસંગ નાવે ફરી ફરી રે

તમે જૂઠામાં મોહી રહ્યા છો. પૈસાને જુઓ છો પણ સત્સંગને જોતા નથી. તમને પરિગ્રહના કારમા મોહ લાગ્યા છે. તમારે ત્યાં એમ. એ. થયેલી વહુ આવે તો તમે ફુલાના ફરો છો. મરણ કે ઢાંકવા નાં અંગોને ઉઘાડાં રાખે એ આજે સારી ગણાય છે! આવો હળાહળ જમાનો તમને ગમે છે અને છતાં મોક્ષમાં જવાની આશા રાખી રહ્યા છો!

રાજગૃહી નગરીના ગુણશીલ નામના ઉપવનમાં ભગવાન મહાવીર પધાર્યા. ભગવાને જ્યારે દીક્ષા લીધી હતી ત્યારે ઇન્દ્રે દેવદૂષ્ય નામનું એક દિવ્યવસ્ત્ર ભગવાનના ખભા પર નાખ્યું હતું. પરંતુ ભગવાને એ વસ્ત્રને ઉપેક્ષાએ જોયું નથી કે આ વસ્ત્ર કેવું છે અને કેવડું છે? કેવો છે ભગવાનનો અપરિગ્રહ! ત્યારે તમે એક નવું કપડું પહેર્યું હોય તો તેના પર હજાર વાર તો હાથ ફેરવો છો!

આળસમાં આઉખા ગયા દિનદિન દોયા કામ,
ફાટ્યા સ્વેરી ડાઘા પછી કેદી ભજશો ભગવાન?

ગજગૃહીના ઉદ્યાનમા ભગવાન પધાર્યા રાગી અને ભોગી, રાજા ને પ્રજા બધા ઉલટભેર ભગવાનની વાણી સાભળવા આવવા લાગ્યા બધા ફેશનના ભભકાથી ભરપૂર બનીને જાય છે અને નીકળે ત્યારે બધુ ફેંકીને ! ત્યાગભાવનાને હૃદયમા ધારણ કરીને બધા નીકળે છે. પ્રભુની વાણીથી જેમ ઘન ગાજે ને મોર નાચી ઉઠે તેમ બધા નાચી ઉઠે છે પ્રભુ સુખની શય્યામા ભાન ભૂલેલ જીવોને સમજાવે છે કે 'તમારુ પુણ્ય ઝપાટાબધ ખવાઈ રહ્યુ છે જ્યારે અતિમ ઘડીએ તમારા પાપો પાકશે ત્યારે તમારે પસ્તાવુ પડશે તમે કમાણી કરી કે ગુમાવ્યુ ? આકૃતિના માનવ ને પ્રકૃતિના પશુઓ ! જરા જાગો તમારુ આત્મધન લૂટાઈ રહ્યુ છે'

પ્રભુની વાણીના અજબ જાદુથી જન્મજાત વૈરો ભૂલીને વાઘની પાસે બકરુ, સિહની પાસે હરણ, સર્પની પાસે નોળિયુ, બિલાડીની પાસે ઉદર વગેરે પ્રાણીઓ બેસી જાય છે અર્ધમાગધીમા પ્રભુ વાણીનો પાવન પ્રવાહ વહાવે છે, ને સૌ પોતપોતાની ભાષામા સમજી રહ્યા છે

ચુમાળીસ કરોડ સોનૈયા અને તેર રમણીઓનો સ્વામી મહાશતક પણ પ્રભુ મહાવીરની વાણી સાભળવા ચાલતો થયો વાહનો ઘણાં હોવા છતા આજે એ પગે ચાલીને જવા લાગ્યો મૂલ્યવાન વસ્ત્રો અને દાગીનાઓ તેણે ધારણ કર્યા હતા પ્રભુને ત્રણ પ્રદક્ષિણા કરીને તેણે વદના કરી પછી એ યથાસ્થાને બેસી ગયો

પ્રભુ બધાને એકસરખુ જ્ઞાન આપે છે—'**जहा पुण्णस्स कत्थति तहा तुच्छस्स कत्थति।**' જેવુ ધનવાનને કહે છે તેવુ જ નિર્ધનને કહે છે, કારણ કે તેઓ કોઈ ઇચ્છાથી બોધ આપતા નથી પ્રભુના બોધથી કેટલાયે લોકો ત્યાગી બની ઘરબાર છોડીને પ્રભુના શિષ્યો બની ગયા

'ત્યાગી તો નીકળે બહાર, ઘરમા તો બેસી રહે કાયર'

પ્રભુના જ્ઞાનનુ શ્રવણ કરીને ઇન્દ્રભૂતિ ગૌતમાદિ અગિયાર બ્રાહ્મણો, જેને ઇન્દ્રજાળિયો માનીને સાભળવા ગયા હતા તેઓ, પણ ગયા તે

ગયા! પ્રભુના શિષ્યો બની ગયા! મહાશતકનું હૃદય પણ ભીંજાઈ ગયું. ભગવાનના પગમાં પડીને એ કહેવા લાગ્યો : ભગવન્! હું બધાનો ત્યાગ કરી શકું તેમ નથી, હું કાયર છું પરંતુ શ્રાવકનાં બાર વ્રતો ધારણ કરી શકું. જે મહાશતક રાગી બનીને પ્રવેશ્યો હતો તેણે બાર વ્રતધારી ત્યાગી બનીને રાજગૃહીમાં પ્રવેશ કર્યો, ત્યારે તમે શું છો?

અમે રંગરાગના રાગી અમે અગમઅગમ અનુરાગી
પછી તારી કને શું માગીએ વીતરાગી!

તમે ત્યાગીની પાસેથી ભોગ માગો છો. પ્રભુ મહાવીરના આજના કહેવાતા ફકીરો તમને આંક ફરક અને લોટરી-કાર્ડના આંકડા કાઢી દે છે! આવા આપણા ભક્તોને ખબર નથી કે બગડ્યો સાધુ બગાડે ટોળી ને બગડ્યું પાન બગાડે ચોળી! આવા કહેવાતા ત્યાગીઓને પૂજવા અને સાધુ માનવા એ પથ્થરને પોષવા સમાન પાપ છે.

ત્યાગનો દરજ્જો ઊંચો ને ભોગનો દરજ્જો નીચો છે. તમે અહીં આવીને માથાં નમાવો છો એ ત્યાગને નમો છો અને હૃદયથી સ્વીકાર કરો છો કે હું નબળો છું અને ત્યાગ કરી શકતો નથી, માટે આપને વંદન કરું છું. રાગથી ને મોહથી જીવ સાચું જોઈ શકતો નથી.

મહાશતક બારવ્રતધારી દેશવિરતિ શ્રાવક બનીને ઘેર આવ્યો. તેણે પરિગ્રહ વધારવો બંધ કર્યો, વેપારને મર્યાદિત બનાવી દીધો. પણ ઘણીવાર એક જ ઘરમાં એક ધર્માત્મા અને એક પાપાત્મા પણ વસતો હોય છે. જ્યારે મહાશતક આત્મધર્મને ધારણ કરનારો હતો ત્યારે તેની રેવતી નામની સ્ત્રી વિલાસી, ભોગભક્ત અને માંસભક્ષણ કરનારી હતી. તેને થયું કે મારી આ બાર શોક્યો મારા સુખની આડે આવે છે. આથી તેણે ગુપ્ત રીતે છ શોક્યોને શસ્ત્રથી અને છને વિષપ્રયોગથી મારી નાખી! પોતાના સુખમાં કોઈ ભાગ ન પડાવે તેના માટે રેવતીએ કેટલું પાપ કર્યું! જ્યારે જીવ વિષયમાં રાચતો થાય છે ત્યારે એ સાન અને ભાન ગુમાવી બેસે છે. બધી શોક્યોના

સોનૈયા અને ગોકુળના ભોગો હવે એકલી રેવતી ભોગવવા લાગી મહા-શતકને એ વાતની ખબર પણ પડી નહી કે આ બાર સ્ત્રીઓનો વધ કોણે કર્યો છે

થોડા સમયમા મહારાજા શ્રેણિકે ભગવાનનો ઉપદેશ સાભળીને પોતાના રાજ્યમા પચેન્દ્રિય સજ્ઞી જીવોનો વધ કરવાનો પ્રતિબધ મૂક્યો અને અમારિપડહ વગડાવીને પ્રજાને તેની જાણ કરી, એટલે રાજગૃહીમા માસ વેચાતુ બધ થયુ રેવતીને માસ વિના ઘડી પણ ચાલતુ ન હતુ, અને હવે બજારમા માસ મળવુ શક્ય ન હતુ તેથી તેણે સેવકોને સમજાવીને એક નવી યોજના કરી પોતાના પિયરમાથી આવેલા ગોકુળની ગાયોના તરત જન્મેલા બબ્બે વાછડાનો વધ કરીને પણ તેણે પોતાનો માસાહાર ચાલુ રાખ્યો

મહાશતકને આ વાત ધ્યાનમા પણ આવી ગઈ એમ છતા પોતાના આત્મામા તેણે આર્ત અને રૌદ્ર ધ્યાન આવવા દીધુ નહી વ્રતધારણ કર્યે પદર વર્ષ થયા તેણે હવે પૌષધશાળામા જ બેસીને તપ–ધ્યાન કરવાનુ ચાલુ કર્યુ, અને છેવટે એક મહિનાના સથારામા બેઠો

વિષયી જીવને વિષય વિના બીજુ કાઈ સૂઝતુ જ નથી એકવાર રેવતી દારૂ પીને મગ્ન બની મહાશતકના ખોળામા આવીને બેસી ગઈ, પરતુ શ્રાવક મહાશતક ધ્યાનમાથી જરા પણ ચળ્યો નહી છેવટે રેવતી જેમતેમ બકીને ચાલી ગઈ

અને થોડા જ દિવસોમા મહાશતકને અવધિજ્ઞાન થઈ ગયુ બીજીવાર રેવતી વધારે દારૂના નશામા ઉન્માદી બનીને આવી અને મહાશતકને ઉદ્દેશીને જોરજોરથી જેમતેમ બોલવા લાગી મહાશતકે અવધિજ્ઞાનનો ઉપયોગ મૂક્યો રેવતીનો ઉન્માદ અને તેણે કરેલા પાપો તેના જાણવામા આવી ગયા આથી તેનાથી બોલાઈ ગયુ, 'અરે રેવતી ! આવી ઉન્મત્ત દશામા તુ ધ્યાનીનુ ધ્યાન તોડાવવા માટે પ્રયત્ન કરી રહી છે, પરન્તુ આજથી સાત દિવસમા મરીને તારે પહેલી નરકે

લોલુચ્ચય નામના નરકવાસમાં ચોરાસી હજાર વર્ષની સ્થિતિએ નારકીપણે ઉપજવું પડશે. આ સાંભળી રેવતી ડરી ગઈ અને ત્યાંથી ચાલી ગઈ

સાત દિવસ સુધી રેવતીએ ખૂબ વેદના ભોગવી. આર્ત અને રૌદ્ર ધ્યાનમાં તે પડી રહી. મરીને એ પહેલી નરકે ગઈ. આવા શ્રાવકના મુખમાંથી આવી વાણી નીકળી એ ભગવાન મહાવીરે પોતાના જ્ઞાન દ્વારા જાણી લીધું. આવું સત્ય છતાં અમનોજ્ઞ બોલવા માટે તેને પ્રાયશ્ચિત્ત દેવા ગૌતમસ્વામીને મોકલ્યા. ગૌતમસ્વામીએ આવીને મહાશતકને કહ્યું: તમને રેવતી પર ક્રોધ આવી ગયો. તમે તેના માટે સત્ય છતાં અમનોજ્ઞ વાણી વાપરી માટે હું તમને ભગવાનની આજ્ઞાથી પ્રાયશ્ચિત્ત દેવા આવ્યો છું. સોનાની છરી પ્રિય હોવા છતાં ધમધમતી હોય તો તેને તજી દેવી પડે છે. કારણ કે એ દુઃખકર છે માટે તમે પ્રાયશ્ચિત્ત લો. મહાશતક શ્રાવકે તરત જ પ્રાયશ્ચિત્ત લીધું. કાળ કરીને એ પહેલે દેવલોકે દેવ બન્યો. ત્યાંથી મહાવિદેહ ક્ષેત્રમાં મનુષ્ય થઈને મોક્ષમાં જશે.

એક શ્રાવક અપરિગ્રહ વ્રતથી કેટલો ઉચ્ચ ગતિએ જાય છે અને એક રાણી અને ભોગી રેવતીએ કેવું અધઃપતન કર્યું એ તમને આ દૃષ્ટાન્તથી સમજાયું!

નાગશ્રી બ્રાહ્મણી પણ એ જ પાપના કારણથી નરકની અધિકારિણી બની ગઈ

ૐ શાન્તિઃ



## વ્યાખ્યાન : ૬૦

(મંગળવાર, તા ૩-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે નાગશ્રી બ્રાહ્મણીના ૧૪ નારકી અને ૧૪ તિર્યંચના ભવ થયા દરેકમા શરીરમા દાહ અને શસ્ત્રથી તેનો ઘાત થયો ત્યાથી એ પૃથ્વીમા જન્મી પૃથ્વી બે પ્રકારની છે સુવાળી અને ખરખરી ૧૬ જાતના રત્નો આદિ પૃથ્વીકાયના ૪૩ પ્રકારો છે હીરા, માણેક આદિ રત્નોનું આયુષ બાવીસ હજાર વર્ષનુ છે

સૂક્ષ્મ અને બાદર એમ પૃથ્વીકાયના બે ભેદ છે સૂક્ષ્મ પૃથ્વી હણી હણાય નહી, શસ્ત્રથી છેદાય કે ભેદાય નહી તેવી જ રીતે સૂક્ષ્મ પાણી, સૂક્ષ્મ વાયુ, સૂક્ષ્મ અગ્નિ અને સૂક્ષ્મ વનસ્પતિ છે સોનુ, રૂપુ આદિ ધાતુઓ અને હીરા, માણેક આદિ રત્નો એ બધા પૃથ્વીકાયના જીવો છે એમા આસક્તિ કરનારો દેવ હોય તોપણ પૃથ્વીકાયમા જન્મ પામે છે અથવા અપકાયમા કે વનસ્પતિકાયમા આવે છે

તમે હાલતા-ચાલતા, ફરતા, સૂતા અને બેસતા, કામકાજ કરતાં કેટલી હિંસા કરો છો? પાણીનો લોટો પછાડો છો કે પાણીને ફેંકી દો છો, એમા કેટલા જીવોને મારી નાખો છો? બગલાઓ બંધાવવામા, મિલો કરવામા અને એવા અનેક આરંભ અને સમારંભમા કેટલા કર્મો

જાય છે ! નારકી સિવાય ૨૩ દંડકના જીવો પૃથ્વી પાણી ને વનસ્પતિમાં જાય છે મનુષ્ય મરીને અગ્નિકાયમાં જાય પણ અગ્નિકાય મરીને મનુષ્યમાં ન જાય. મનુષ્ય મરીને વાઉકાયમાં જાય, પણ વાઉકાય મરીને મનુષ્યમાં ન જાય. તમારે ઊંચા ચડવું છે કે નીચે પડવું છે ? આત્માને ઊંચે લઈ જવા માટે ઊંચા નંબરની ટિકિટ લેવી પડશે, એની કિંમત ચૂકવવી પડશે. અહીં તો કરે તે જો 'આપ અને લે'નો ન્યાય છે માટે આત્માને માટે પ્રયત્નશીલ બનો.

સુખ દીધે સુખ ઊપજે દુ:ખ દીધે દુ:ખ હોય,
ઝેર આરોગી જે સૂવે, ઊઠવા વાટ ન જોય.

માટે છકાયના જીવોને આત્મસમાન માનો. જ્યાં જ્યાં સમારંભ હોય ત્યાંથી હટી જાવ. આરંભ પાપનું મૂળ છે આરંભમાં જોડાઓ તો રાગ કે દ્વેષમાં લપટાવું પડશે.

દૃષ્ટાન્ત—એક રાજાએ ચૌદ લાખ રૂપિયા ખર્ચીને એક બંગલો બંધાવ્યો. તેમાં કીમતી ફર્નિચર વગેરે ગોઠવીને પ્રજાજનોને જોવા માટે એ બંગલો ત્રણ દિવસ માટે ખુલ્લો રખાવ્યો. તમામ મનુષ્યો આ બંગલો જોઈ જોઈને વખાણ કરવા લાગ્યા.

આ ગામનો નગરશેઠ શ્રાવક હતો. એ બંગલો જોવા માટે ગયો નહીં. એણે કહ્યું કે રાજાનો બંગલો છે એમાં મારે શું જોવા જેવું છે ? એના સમારંભમાં મારે બંધાવા શા માટે જવું ?

તમે પરદેશમાં પરગામમાં બાગબગીચામાં અને સમુદ્રકિનારે કે પહાડની ટોચ પર બધે ખૂબ ફર્યા પણ ક્યાંય ઠર્યા ખરા ? ફરવામાં લાભ નથી માટે હવે ન 'આ ફરો. જોવા ને જાણવા જેવો આત્મા છે માટે ફરી ન મરીએ અને સમજીને સમાઈ જ. ફરવા અને જોવામાં કાં તો સારું કહેવું પડશે અથવા ખરાબ કહેવું પડશે. કોઈ નવા માણસને કે નવા નવરંગ જોવા દોડશો તોપણ **જીવવિરાધના** ઊભી લાગે છે વરનો વરઘોડો કે નેતાનાં સરઘસોમાં જોવાનું શું છે !

જોવા હોય તો તેના ગુણો જુઓ '**गुणा पूजास्थानं, गुणिषु न च लिंगं न च वय**'—પૂજા કરવાયોગ્ય ગુણો છે, લિગ, રૂપ કે વય જોવા કે પૂજવા યોગ્ય નથી જૈનશાસન શરીરના રૂપને વખાણતુ નથી, પણ આત્માના સૌંદર્યને વખાણે છે આકૃતિ ગમે તેવી હોય, છતા જો ગુણમા અગ્રેસર હોય તો એ મોક્ષનો અધિકારી છે ઉપરના ઊજળા છતા સમકિત વિનાના હોય તેને જૈનશાસન માન્ય રાખતુ નથી શ્રદ્ધાનુ સ્થાન સર્વોપરિ છે

આ નગરશેઠ જૈનધર્મના જાણકાર હતા લોકો રાજાના બગલાના ખૂબ વખાણ કરતા હતા, છતા તેને આ બગલો જોવાની ઇચ્છા થઈ નહી છેલ્લે દિવસે રાજા પોતે બગલા પર આવ્યા અને પ્રધાનને પૂછ્યુ, 'આ બગલા માટે લોકોનો કેવો અભિપ્રાય છે?' પ્રધાને કહ્યુ, 'લોકો તો બગલાને વખાણે છે, પણ આ શહેરના નગરશેઠ હજી બગલો જોવા આવ્યા નથી જયા સુધી એ ન વખાણે ત્યા સુધી બરાબર ન કહેવાય' રાજાએ પોતાની મોટર મોકલીને નગર શેઠને બોલાવ્યા હવે તો ગયા વિના ચાલે તેમ ન હતુ નગરશેઠ આવ્યા અને તેણે પ્રશ્ન કર્યો, 'બોલો રાજન્! મારુ શુ કામ પડ્યુ?' રાજાએ કહ્યુ, 'ઉપર ચાલો મારે તમને બગલો બતાવવો છે' ઇચ્છા ન હોવા છતા સાત માળ ચડી-ઊતરીને નગરશેઠે બગલો જોયો, પણ તેણે બગલાની નિંદા કે વખાણ કાઈ કર્યા નહી

રાજાએ હવે સામેથી પ્રશ્ન કર્યો, 'બોલો શેઠ! આ બગલો તમને કેવો લાગ્યો?'

હવે તો બોલ્યા વિના છૂટકો જ ન હતો આથી નગરશેઠ બોલ્યા, 'રાજન્! આ બગલો ઘણા જ આરભ-સમારભથી બધાયેલો છે આવો બગલો બધાવવો એ મારા જેવાનુ કામ નથી આ કામ તો આપ જ કરી શકો!' રાજા પણ શેઠના વચન સાભળીને ખુશ થયો, પણ શેઠના કથનના હાર્દને એ ક્યાથી સમજી શકે?

આ ધર્મરૂપી કુંડમાં સદાય સ્નાન કરતા રહો. નહાવાથી શરીરની અશુચિ મટવાની નથી. નહાઈને ટુવાલથી શરીરને લૂછતા નખ વાગી જાય ને લોહી નીકળે, એ અશુચિ ક્યાંથી નીકળી? આખું શરીર અશુચિનું પોટલું છે. જેમ લોહીથી ખરડાયેલું કપડું લોહીથી શુદ્ધ થતું નથી, તેમ પાપથી ખરડાયેલો આત્મા પાણીથી પવિત્ર થતો નથી. એક ખૂની ખૂન કરીને ગંગામાં નહાઈ લે, તો એ ખૂનની સજામાંથી બચી શકે ખરો? ગંગામાં નહાયા પછી હવે એ તમારી ધારણા પ્રમાણે પાપી તો રહ્યો નથી, છતાં એને સજા કેમ થાય છે? માટે ગંગામાં નહાવાથી પાપ દૂર થાય છે એ માન્યતા બરાબર નથી. શુદ્ધ આચરણ વિના આત્માની પવિત્રતા આકાશકુસુમવત્ મિથ્યા છે.

દૃષ્ટાન્ત—મહાભારતના યુદ્ધ પછી પાંડવો ગોત્રમર્દનના પાપનું પ્રાયશ્ચિત્ત કરવા માટે તીર્થમાં જવાનો વિચાર કરવા લાગ્યા. તેમણે શ્રીકૃષ્ણ મહારાજ પાસે તીર્થાટનમાં જવાની આજ્ઞા માગી અને તેમને પણ તીર્થાટનમાં સાથે આવવાની પ્રાર્થના કરી. શ્રીકૃષ્ણે કહ્યું, 'મારી આ તુંબડીને તમે મારા વતી તીર્થાટનમાં નવરાવજો. હું હમણાં નીકળી શકું તેમ નથી.' પાંડવો જે જે તીર્થમાં ગયા ત્યાં ત્યાં તુંબડીને નવરાવતા રહ્યા. છેલ્લે દ્વારકામાં આવીને એ તુંબડી શ્રીકૃષ્ણને આપી. શ્રીકૃષ્ણે આખી સભાના દેખતા એ તુંબડીના ટુકડા કરી વાટીને ચૂર્ણ બનાવરાવ્યું અને સભાજનોને એક એક ચપટી આપતા કહ્યું, 'આ તુંબડી અડસઠ તીર્થો કરીને આવી છે, માટે એનો પ્રસાદ લેવો જોઈએ.' સભાજનોએ તેને મોંમાં નાખ્યું તો બધાને એ ચૂર્ણ કડવું લાગ્યું. બધાની સિકલ બદલાઈ ગયેલી જોઈને હસતા હસતા શ્રીકૃષ્ણે કહ્યું, 'હવે એ ચૂર્ણને થૂંકી નાખો. મેં તો પાંડવોને સમજાવવા માટે આ યુક્તિ રચી હતી. જેમ આ તુંબડીએ તમામ તીર્થોમાં સ્નાન કર્યું છતાં તેની કડવાશ ગઈ નહીં, તેમ બાહ્ય તીર્થોથી અંતરાત્મા શુદ્ધ થતો નથી. આત્માની પવિત્રતા માટે 'ધર્મ છે જળનો કુંડ, બ્રહ્મચર્ય સુતીર્થ છે.'

તેનો જવાબ લખાયો કે 'જતના રાખી શકાતી હોય તો મુહપત્તિની જરૂર નથી'

મોમાથી નીકળતો ઊનો પવન બહારના ઠંડા પવનને હણે છે. વાયુકાયની જતના માટે મુહપત્તિ રાખવી જોઈએ પારસી ધર્મમા વાચતી વખતે નાક સુધી કપડુ બાધીને જ વચાય છે ડોકટરો ઓપરેશન વખતે મો પર કપડુ બાધીને જ ઓપરેશન કરે છે બહારના સૂક્ષ્મ જતુઓ અદર ન પ્રવેશે અને અદરના સૂક્ષ્મ જતુઓથી બહારના જતુઓને ઇજા ન પહોચે તેથી આરોગ્યને અને આત્માને બનેને લાભ છે સાધુના હાથમા રજોહરણ ન હોય તો પ્રાયશ્ચિત્ત કરવુ પડે રાતમા કઈક કરડી ગયુ હોય તો શરીરને પૂજીને પછી જ ખણાય, પૂજ્યા વિના ખણ્યુ હોય તોપણ પાપ લાગે રાતમા પડખું પલટતા પણ સાધુ સભાળ રાખે સાધુથી એક જ પ્રહરની નિદ્રા લેવાય, બાકીનો સમય સ્વાધ્યાય ને ધ્યાનમા ગાળવો જોઈએ

નિદ્રાનો શોખ ન રાખે, તજે હાસી મજાકને,
રમે ન ગુપ્ત વાતોમા સ્વાધ્યાયરત સાધક

—સાધક

સાધુને સુવાનો પણ કટાળો આવવો જોઈએ જેમ સાધુને સભાળવુ પડે, તેમ જ સાધકને પણ સભાળવુ બહુ જરૂરી છે. પણ તમે તો ઊઠ્યા કે તરત જ ચા–દેવીની આરાધનામા લાગી જાવ છો !

થાય પૂજા પ્રભાતે તમ તણી રે,
ખરી ખાંતિથી રોજ પિવાય,
ચા બાઈ તમે તો ચાગલા રે,
હવે હૈયુ હિદુનુ ઊકળે રે,
તેથી થાઓ તમે પલાયન ચા

નાગશ્રીએ પૃથ્વીકાયનુ શરીર બાધ્યુ તે પછી અનેક લાખ ભવ પાણીના, પછી અનેક લાખ ભવ અગ્નિના, વાયુના અને વનસ્પતિના

ત્યાસુધી મનુષ્યભવ મળી શકતો નથી, કારણ કે પુણ્ય વધારે હોય તો એને દેવલોક મળે છે, ને પાપ વધારે હોય તો એ નારકી બને છે પાપ અને પુણ્ય બન્ને પલ્લા સરખા થાય તો જ મનુષ્ય થવાય છે 'બહુ પુણ્ય કેરા પુંજથી' આ માનવભવ મળ્યો, છતા જો ભવચક્રનો આરો નહી આવે તો પછી ક્યારે આવશે ? ટૂંકી જિંદગીમા ઘણી કમાણી કરવાનો આ જોગ છે તમારા કેટલા ઊંચા પુણ્ય છે કે તમને આવો દુર્લભ મનુષ્યભવ મળ્યો છે ?

આરજ ક્ષેત્રે શ્રેષ્ઠ કુલ, ઔર નિરોગી કાય,
નવ ઘાટી ઉલ્લંઘ કર, અવસર મિલ્યો આય

આર્યક્ષેત્રમા જન્મ, ઉત્તમ કુળ અને તમામ અંગોથી નીરોગી-પણું—આ બધો અવસર મળ્યો છે, તો તેમા આત્મસાધના નહી કરનારને આત્મઘાતી જ કહી શકાય કે બીજુ કંઈ?

જન ભટકત ભટકત ભવ ભવ ભ્રમ ભ્રમ,
ચેતન ચેતો અબ સમ મેટો આવન જાવન રે,
દિન છિન છિન પલ પલ, ઘટત ઘટત જન,
મનુષ્યજન્મારા વારવારા, મુશ્કિલ પાવન રે

માટે જલદીથી ચેતી જાવ માનવભવ મળ્યો હોત ને કાને બહેરા થયા હોત તો વ્યાખ્યાન સાભળી શકત ખરા ? એક એક ઇન્દ્રિયની ખોટ પણ બરાબર સાધના થવા દેતી નથી મ્લેચ્છ દેશમા જન્મ્યા હોત તો ? અને 'માનવ માનવમા અંતર, કોઈ હીરો કોઈ કંકર' માનવ માનવમા પણ કેટલો ફેર છે ?

આનંદ પૂછે પરમાનંદને, માણસે માણસે ફેર,
એક લાખેય લાભે નહિ, અને એક ત્રાંબિયાના તેર!

એક મિલમાલિક રંગરાગમા તરબોળ હોય, તો તેની કિમ્મત-કોડીની છે આત્મા ઉપર વિજય મેળવે, એ જ સાચો શક્તિમાન છે કારણ કે —

સોળ દેશ અને ત્રણસો ત્રેસઠ ગામને ધણી ઉદાયન રાજા ભગવાન મહાવીર પાસે દીક્ષા લેવાને વિચાર કરે છે 'મે તો મારુ કર્યું, પણ મારા પુત્રનુ કલ્યાણ કેમ થશે? જો એ રાજકાજમા ફસાઈ જશે, તો તો એનુ બગડશે?' આમ પોતાના પુત્રની ચિતા કરીને તેણે પોતાનુ રાજ્ય પોતાના ભાણેજને આપી દીધુ તમે તમારા છોકરા માટે શુ કરો છો? મોક્ષની વાત એ તમારા જ ઘરની વાત છે, પરની વાત નથી પણ તમે તો તમારી તિજોરીમા આખા ઘરનો કચરો ઠસોઠસ ભરી દીધો છે હવે હીરાને મૂકવાની જગ્યા જ કયા રાખી છે? માટે પહેલા તો એ કચરો સાફ કરો તમને આવા વીતરાગ દેવ મળ્યા, જૈનશાસનરૂપી હીરો મળ્યો, એમ છતા તમે તમારા ઘનઘાતી કર્મો ન છોડો તો તમારો આરો ક્યારે આવશે?

તુ નિરાગી નાથ જિનેદ્ર, મને ઉગારો ભવથી અનત,<br>
મહા મોહે ભમ્યો, ઘોર કર્મે રમ્યો, સહ્યા દુખો અપાર અનત,<br>
ભવસાગર વિશાળ જણાય, ઉપર આભ નીચે પાણી ન માય,<br>
મધદરિયે હુ નાથ! ઝોલા ખાઉ અનાથ, હાથ ઝાલી મુજ કરજે સનાથ.

ભવસાગરના ભયકર મોજા ઊછળી રહ્યા છે, મોટા મોટા મગરમચ્છો મોઢા ફાડીને ફરી રહ્યા છે તેમા હુ અનાથ ડૂબકા મારી રહ્યો છુ હે નાથ! મારા હાથ ઝાલીને મને ઉગારી લેજે તુ વીતરાગી છે ને હુ રાગી છુ, તુ નાથ છે ને હુ અનાથ છુ, તુ દિવ્યદૃષ્ટિ અને હુ અલ્પદૃષ્ટિ છુ, છતા મારો ને તારો આત્મા દ્રવ્યદૃષ્ટિથી એક જ છે.

મોહ મેલ રાગાદિનો, જે ક્ષણ કીજે નાશ,<br>
તે ક્ષણ તે પરમાત્મા, પોતે લહે પ્રકાશ<br>
એક માહિ અનેક રાજે, અનેક માહિ એક તુ,<br>
એક અનેકકી નાહિ સખ્યા, નમો સિદ્ધ નિરજન

આપણુ ધ્યેય શુ હોવુ જોઈએ? જન્મજન્માતરમા અને આ જન્મમા પણ પૌદ્ગલિક પદાર્થો તો તમને ઘણા મળ્યા, પણ તે તે નાશવત

ભોગોને મેળવવામાં બંધનો કેટલાં બાંધ્યાં, પરાધીન કેટલો બની ગયો, એનો કોઈ દિવસ વિચાર કર્યો છે! હવે એ પ્રાપ્ત થયેલા ભોગોને છોડો સાચો ત્યાગ પણ એ જ છે તમે નહીં છોડો તો ભોગો તમને છોડી દેશે!

સુંદર પ્રિય ભોગોને જે પામી ત્યાગ કરે
સ્વાધીન પ્રાપ્ત ભોગોને, ત્યાગે તે ત્યાગી જ ખરે.

માટે એ ભોગોની કીચડમાં તણાતાં બચો. રહે કે જાય એની તમારે શી પડી છે! પાડોશીનું ઘી ઢોળાય તેમાં તમારે શું રડવાનું છે! શરીર પણ તમારો પાડોશી છે એ પરમાણુ શરીર એના ભાવે પરિણમે ને તમે તમારે ભાવે પરિણમો શરીરમાં તમારી મરજી મુજબ કાંઈ થવાનું નથી, ત્યાં એની પાછળ શું કામ પડી ગયા છો! રાગ રમઝટ છોડો તો જ ચૈતન્યની મજા માણી શકાય. જે ચેતનામાં ઠરી ગયો એને **કૃતકૃત્યં** —ભણે તોય શું ને ન ભણે તોય શું! એ મસ્ત આત્મા તો આત્મસાધના સિવાય બીજી સાધના કદાપિ કરતો નથી. પરંતુ માણસ માંદું પડે ને તમે મહિનાઓ સુધી ઉજાગરા કરો પણ આત્માની ચિંતા કેટલી કરી!

દૃષ્ટાન્ત—એક રાજા મુનિનો ઉપદેશ સાંભળીને આત્મચિંતનમાં બેસવાનો વિચાર કરે છે રાત્રિ પડી ને તેણે વિચાર દૃઢ કરી લીધો કે આ દીવામાં એક પ્રહર ચાલે તેટલું તેલ છે જ્યાં સુધી આ દીવો ચાલે ત્યાં સુધી ધ્યાનમાં બેસી રહું અને એ રાજા ખરેખરી લગની લગાડીને બેસી ગયો

એક પહોર થવા આવ્યો. ઘરની કુશળ દાસીએ જોયું કે રાજાજી તો હજી બેઠા છે ને દીવામાં તેલ ખૂટવા આવ્યું છે માટે લાવ તેમાં તેલ પૂરી દઉં અને આમ દીવામાં એક પ્રહર ચાલે તેટલું તેલ વધી ગયું રાજાને અનાયાસે યોગ મળી ગયો અને વળી બીજા પ્રહર સુધી ધ્યાન ચાલુ રાખ્યું પણ ત્યાં તો બીજી વાર દાસીએ આવીને

દીવામાં તેમ પૂરી દીધુ રાજાને આત્મધ્યાનમા નવા નવા ઉચ્ચ ભાવો વધવા લાગ્યા. મનથી નિશ્ચય કર્યો હતો, તેના પર અડગ રહીને એણે ત્રીજા પહોરમા પણ ધ્યાન ચાલુ રાખ્યુ દાસીને તો આ વાતની ખબર ન હતી, છતા રાજાએ દાસીની મનથી પણ નિંદા કરીન હી

નિંદા કરવી તે વિષ્ટા ખાવા સમાન છે, માટે પારકી નિંદા છોડો પોતાનુ હોય તેનો સગ્રહ કરો અને પરનુ હોય તેને છોડો પતન કરનાર વિચારોને ફેકવા માડો અને પુષ્ટિ કરનારા વિચારોને પકડો આનુ નામ જ ભેદવિજ્ઞાન છે આ ભેદવિજ્ઞાનને જાણો એથી તમારુ આત્મધન વધશે અને તમારા દોષોનો ક્ષય થઈ દૂર થશે

**आत्मा मनीषिभिरयं त्वदभेदबुद्ध्या**
**ध्यातो जिनेन्द्र ! भवतीह भवत्प्रभाव' ।**
**पानीयमप्यमृतमित्यनुचिन्त्यमानम्**
**किंनाम नो विषविकारमपाकरोति ॥ १७ ॥**

હે જિનેન્દ્ર ભગવાન ! આપના ધ્યાનથી જ આપના જેવુ થવાય છે સામાન્ય પાણીનો કટોરો પણ મત્ર દ્વારા કે ભાવના દ્વારા અમૃતમય બનીને ભયકર ઝેરને દૂર કરવા સમર્થ થઈ શકે છે, તો પછી આપના નામના પ્રભાવથી શુ આત્મા પવિત્ર નહી બને ? અવશ્ય બની જશે

આદોલન મત્ર સમાન અસર કરે છે એમા એક જ શરત છે કે તીવ્રભાનપૂર્વક એવી ભાવના કરવી જોઈએ આત્મા નિત્ય અને અમૃતમય છે તેનુ ધ્યાન શુદ્ધબુદ્ધિથી કરવામા આવે તો જરૂર આત્મ-દર્શન થાય છે

**દૃષ્ટાન્ત**—એક ડોસીમા છાસ કરતા હતા ત્યા તેના ઘર આગળથી બે મુસાફરો નીકળ્યા મુસાફરોને પણ તરસ લાગી હતી, આથી તેમણે કહ્યુ, 'માજી ! અમને તમારી તાજી છાસ આપશો ?'

'હા બેટા !' માજી બોલ્યા, 'મીઠી અમૃત જેવી છાસ છે, ખુશીથી પીઓ ને ?' અને બન્ને મુસાફરોને તેણે ગોળીમાથી છાસ આપી મુસાફરો તૃપ્ત થઈને આગળ ચાલ્યા

પણ પાછળથી છાસમાં જોતાં એ ઝોળીમાંથી એક મરેલો સાપનો કણો નીકળ્યો ! માજી વિચાર કરવા લાગ્યાં કે બીચારા બન્ને મુસાફરો તો ઘણું દૂર નીકળી ગયા હવે શું કરવું !

પણ મુસાફરોને એ ઝેરની લેશ પણ અસર થઈ નહિ બરાબર બાર મહિના વીતી ગયા અને એ જ મુસાફરો પાછા ફરતાં ડોસીમાને ત્યાં આવ્યા એ ૨ મુસાફરોને જોઈને માજી બોલ્યા, અરે ! હજી તમે જીવતા છો !

મુસાફરોએ આશ્ચર્ય પામીને પૂછ્યુ માજી ! આમ કેમ બોલો છો ! અમે તો પરદેશમા ગયા હતા તમારી છાસ પીને અમને ઘણુ સંતોષ થયો હતો તેથી જ મળવા આવ્યા છીએ.

પણ પણ એ છાસમાંથી મરેલા સાપનો કણો નીકળ્યો હતો. એ છાસ ઝેરી હતી.

માજીની વાત સાંભળીને મુસાફરોના પેટમાં ફાળો પડ્યો ! અને એક વર્ષ વીત્યા પછી એ જ ઝેરની અસરથી બન્ને મૃત્યુ પામી ગયા ! આ છે વિચારોના ભાવના કે આશંકાનુ પરિણામ !

આ ૨ તો દાખલે કરીને આત્માના પતનનાં આશ્રવનો ઉલ્લેખ કરવામા આવે છે યુવાન બાળકોને વિજાતિય મૈત્રી કદાપિ યોગ્ય નથી, છતાં આજે કોલેજના શિક્ષણમાં એમ બની રહ્યુ છે વીસ વીસ વર્ષની છોકરીઓ અભ્યાસ, વેશભૂષા વગેરે છતાં એને અટકાવનારાં માબાપો કેટલા ?

ભગવાન કહે છે કે શરીરને એવી વેશભૂષાથી ન શણગારો કે જેથી બીજાને મોહ થાય મદ ચડે તેવાં ખાનપાન છોડો. જડના સંસર્ગથી દૂર થાવ. જડ ૮૩ સાથે આશ્રય તો તેની અસર થતી નથી. દારૂનો ભરેલો શીશો હોય તોપણ શીશાને નશો ચડતો નથી. પણ એ જ દારૂ પટમા પડે તો માનવને દાનવ બનાવી દે છે ! છતાં અનાદિ કાળથી જડને પંપાળવામાં જ કૃતાર્થતા માની છે એને હવે

ભોગને માર્ગેથી પાછો વાળો ભૂતકાળમા ભોગવેલા ભોગોને યાદ કરશો તોપણ વિહ્વળ થઈ જશો એનુ સ્મરણ પણ મરણુસમાન માનો. સાધુઓને માટે ભગવાને કહ્યુ છે કે પૂર્વની રતિક્રીડા સભારે તો—

'उम्मायं वा पाउणीज्जा दीहकालीयं वा रोगायकं हवेज्जा केवलीपण्णत्ताओ धम्माओ भंसेज्जा।'

ઉન્માદ પામે, દીર્ઘકાલિક રોગ થાય અને કેવળીના પ્રરૂપિત ધર્મથી ભ્રષ્ટ થાય માટે અશુભ વિચારોને છોડીને ઉમદા ભાવના ભાવો ઉમદા ભાવનાથી હલકા વિચારોને ધક્કો લાગશે પણ તમે ઉમદા વિચારો બાર કલાક કરો ને હલકા વિચારો બાર કલાક કરો, ત્યાસુધી તો બન્ને બરાબર થશે એક બાજુ ધર્મરાજાનુ સૈન્ય છે, ને એક બાજુ મોહરાજાનુ સૈન્ય છે તમારો આત્માનો લાભ શામા છે એનો વિચાર કરો આ બધુ જો સાચી રીતે સમજાયુ હોય તો ક્રોધ, માન, માયા અને લોભનો ત્યાગ કરો.

રાજા ધ્યાનમા બેઠો હતો ત્રીજો પ્રહર પૂરો થવા આવ્યો, ત્યા ચતુર દાસી ફરીવાર તેલ પૂરી ગઈ! રાજા જાગે છે, ને એને અધારામા કેમ રહેવા દેવાય? પણ અહી રાજાને તો નવો જ પ્રકાશ મળી રહ્યો હતો સવાર થતા થતા તો આત્મધ્યાનદ્વારા એ દૃઢસઘયણના ધણીએ લાભ મેળવી લીધો ચાર પ્રહરના ધ્યાનથી તેનો દેહાધ્યાસ છૂટી ગયો! ગજસુકુમારની જેમ રાજાનો આત્મા શીતળીભૂત બની ગયો

ગુરુ તો ચાવી બતાવે છે ચાલવુ એ તમારા હાથમા છે અમે તમને લેસન તો રોજ આપીએ છીએ, પણ આ એક એવી શાળા છે કે તમે કાલે શુ સાભળ્યુ હતુ એનુ કોઈ પૂછનાર નથી! કોઈ બીજી નિશાળમા લેસન કર્યા વિના જનાર વિદ્યાર્થીને ક્લાસ બહાર ઊભો રખાય છે, પણ અમે તમને ક્યા ઊભા રાખીએ? તમારે જાતે જ વિચારણા ચલાવવી જોઈએ કે રૂપિયાનો વિયોગ થતી વખતે તમે રડો છો ને રૂપિયા તો રડતા નથી? જડની પાછળ ચેતન રડે, ને ચેતનના વિયોગે જડ ન રડે, એ કેવી ઊલટી વાત છે?

સવાર થતાં જ રાજાને ક્ષપક શ્રેણી ક્ષાયિકભાવ કેવળજ્ઞાન કેવળ દર્શન પ્રાપ્ત થઈ ગયું ! એક જ ઉજાગરામાં રાજાનો બેડો પાર થઈ ગયો. નાગશ્રી બ્રાહ્મણીનો જીવ ચંપાનગરીના સાગરદત્ત શેઠને ત્યાં ભદ્રા નામની સ્ત્રીના પેટે ઉત્કૃષ્ટ લાવણ્યવતી પુત્રીરૂપે જન્મ્યો. તેનાં સુકુમાર અંગો હોવાથી તેનું નામ સુકુમાલિકા પાડવામાં આવ્યું.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૬૨

(ગુરુવાર, તા. ૫-૯-૬૨)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા. પ્રત્યેક કાળે સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે. સાગરદત્ત શેઠને ત્યાં નાગશ્રીના જીવે પુત્રી તરીકે જન્મ લીધો. નદીના પ્રવાહમાં ઘસાતો ઘસાતો જેમ પથ્થર ગોળ બની જાય છે તેમ નારકી અને તિર્યંચનાં દુઃખો ભોગવીને જીવ નરમ બની જાય છે. આ સાગરદત્તની પુત્રી સુકુમાલિકા ખરેખર રૂપવતી હતી. પિતાને ત્યાં ધનનો પાર ન હતો. પુત્રીના રક્ષણ માટે તેણે પાંચ ધાત્રી—દાસીઓ રાખી લીધી. કર્મ ઘસાતાં ઘસાતાં માનવના સુખનો ઉદય થાય છે. માતાના ગર્ભમાં નવ માસ રહેવાના કારણથી માનવી કહેવાય છે. તેના રૂપવાન શરીરની, ધનની કે ભોગવિલાસોની કોઈ કિમ્મત નથી. સાચી કિમ્મત આત્માના સૌંદર્યની છે. માનવતા ન પ્રગટે તો આત્મામાં સુંદરતા આવતી નથી. ઉજળે પહોરે આપણે સતીઓ, યતિઓ અને તીર્થંકરોને એટલા માટે યાદ કરીએ છીએ કે તેઓ સાચા માનવ બન્યા હતા. માનવ ગુણથી પૂજાય છે, વય, ધન કે સુંદરતાથી નહીં.

દૃષ્ટાન્ત—એક શેઠને ત્રણ પુત્રો હતા. પ્રત્યેકને એક એક હજાર રૂપિયા આપીને તેણે પરદેશમાં મોકલ્યા. તેમાં મોટા પુત્રે નાચગાનમાં

રૂપિયા ગુમાવી દીધા, વચલા પુત્રે પિતાની આપેલી મૂડીને જેમ તેમ સભાળી અને પોતાનુ પોષણ કર્યું, અને નાના પુત્રે પિતાના એક હજાર રૂપિયામાથી ઝવેરીનો ધધો કરીને લાખો રૂપિયા મેળવ્યા ત્રણેય જણા મુદ્દત પૂરી થયે ઘેર આવ્યા આ ત્રણેમા ક્યા પુત્રને પિતાએ ધન્યવાદ આપ્યો હશે ? નાના પુત્રે પિતાની મૂડી વધારી હતી, એટલે એ જ ધન્યવાદને પાત્ર હતો

આપણે પણ પૂર્વભવની મૂડી લઈને આ પરદેશમા કમાવા આવ્યા છીએ જેનામા અનુકપા, દયા અને ભદ્ર પ્રકૃતિ હોય તે જ મનુષ્ય મટીને દેવ થાય છે તીર્થંકરો ઉપદેશ આપતા હોય, ત્યારે તેઓ માનવને ઉદ્દેશીને જ કહે છે સસાર તો મનુષ્ય, તિર્યંચ અને દેવભવમા પણ સરખો જ છે, પરતુ ભૌતિક વસ્તુઓથી આત્માની ગરજ કોઈ દિવસ સરતી નથી આ તત્ત્વ સમજીએ દેવો માત્ર સમકિતી જ બની શકે છે, પરતુ જીવનમા ઉતારી શકતા નથી માનવ જ સ્વ–પરનુ ભેદવિજ્ઞાન ધારણ કરીને સર્વવિરતિ બની શકે છે અનત તીર્થંકરો પણ માનવભવમા જ થઈ ગયા છે આવો માનવભવરૂપી હીરો હાથમાથી ચાલ્યો ન જાય તેનો ખ્યાલ રાખજો તેને સુધારવાનુ પહેલુ પગથિયુ સત્સગ છે

**દૃષ્ટાન્ત**—એક પરોપકારી ડૉકટરનુ પોતાનુ દવાખાનુ ગામ બહાર હતુ ડૉક્ટર ગરીબોની દવા અને સારવાર પૈસા વિના કરતો હતો એ જ દવાખાનાની નજીકમા આવેલા એક જગલમા એક ભયકર ડાકુ રહેતો હતો આજુબાજુના લોકો એ લૂટારાથી થરથરતા હતા એકાકી મુસાફરોને એ મારીને લૂટી લેતો હતો, પણ ડોકટરને એ લૂટારાનો ભય ન હતો જેણે પોતાના જીવનમા '**वसुधैव कुटुम्बकम्**' એ સૂત્રને વણી લીધુ હોય તેને જગતમા કોઈનો ભય નથી

એક વાર એ લૂટારો કોઈ દુશ્મનને હાથે ઘવાયો ઘસડાતો ઘસડાતો એ ડોકટરની પાસે આવ્યો ડૉકટરે એની સેવા–શુશ્રૂષા શરૂ કરી લૂટારો કહેવા લાગ્યો, 'ડૉકટર ! મને બચાવી લેશો તો હુ તમને એક

લાખ રૂપિયા આપીશ. મારાથી બીજા કોઈ દવાખાનામાં જઈ શકાય તેમ નથી કારણ કે મને પકડાઈ જવાનો ભય છે. ડૉક્ટરે કહ્યું મને તારા પૈસાની જરૂર નથી. હું તો મારી ફરજ સમજીને તારી સારવાર કરું છું અને ચોક્કસ દિવસમાં લૂંટારાને આરામ થઈ ગયો. ડૉક્ટરના ધર્મનિષ્ઠ અને સેવાભાવી જીવનની પ્રભુના હૃદયમાં સારી છાપ પડી ગઈ આથી તેણે એ ધંધો છોડીને નાની સરખી દુકાન ચલાવવાનું શરૂ કરી દીધું. સત્પુરુષના સંગથી કઠોરમાં કઠોર મનુષ્ય પણ નરમ બની જાય છે તેનું આ જ્વલંત ઉદાહરણ છે. જીવને દુઃખી કરવામાં કારણરૂપ એનાં પાપો છે. એકેન્દ્રિય જીવને દુઃખ કોણ આપે છે? દુઃખ દેનારને એ દેખી શકતો નથી કે સાંભળી શકતો નથી. આવા એકેન્દ્રિય જીવો એક અંતર્મુહૂર્તમાં ૧૨૮૨૪ વાર જન્મે-મરે છે. વનસ્પતિના બે પ્રકાર છે (૧) પ્રત્યેક અને (૨) સાધારણ. નિગોદ એ સાધારણ વનસ્પતિ છે એક જ શરીરમાં અનંત જીવો છે અને સાધારણ વનસ્પતિ એક અંતર્મુહૂર્ત—અડતાળીસ મિનિટમાં ૬૫,૫૩૬ ભવ કરે છે! તેનું આયખું બસો છપ્પન આવલિકાનું છે. બીજી પ્રત્યેક વનસ્પતિ એક અંતર્મુહૂર્તમાં ૩૨, ભવ કરે છે પણ નિગોદના દુઃખોનો તો પાર જ નથી. સાધારણ વનસ્પતિમાં જેટલી ખુરાક વધારે તેટલા વધારે જીવો તેમાં છે જેટલી ખુરાક ઓછી, તેટલા જીવો ઓછા.

આભજુના ધાણી ભૂંજે ભીડે દાણા અપાર,
પણ પાક તેમાં પડે, નીકળે કોક જ બહાર.

એમ સૂક્ષ્મ નિગોદથી નીકળ્યો હો રાજ પછી અમે પરદેશના,
આમ ભૂમિનો ગ્રહણ્યો હાથ હો રાજ પછી અમે પરદેશના.

આભજુને ધાણી શેકતો જોયો છે તમે? એના તાવડામાં દાણા નાખે અને એ દાણા ઊછળી ઊછળીને તાવડામાં જ પડે છે. એને એમાં શેકાવું જ પડે છે તેવી જ રીતે—

**वणस्सई कायमइगओ उक्कोसं जीवो उ संवसे।**
**कालमणंतं दुरन्तयं समयं गोयम ! मा पमायए ॥**

उत्तराध्ययनसूत्र अ १०, गा. ९

નિગોદમાથી મરીને પાછા નિગોદમા જ જન્મે આવા નિગોદના ભવો તમે કેટલા કર્યા ? એક છોકરો આકાશ તરફ પથ્થર ઉછાળે, તેમા કેટલો સમય લાગે ? એમ જો જીવ ત્રસપણે રહે તો બે હજાર સાગરથી ઝાઝેરો રહી શકે પાછો મરીને સ્થાવરમા જન્મ લેવો પડે તમારે ત્રસમાથી સ્થાવરમા જવુ છે કે શુ કરવુ છે ? આવા મોઘા માનવભવને શુ સ્થાવર બનાવવાનુ તમને ગમશે ?

દ્વીન્દ્રિય જીવ એક અતર્મુહૂર્તમા ૮૦ ભવ કરે છે
ત્રીન્દ્રિય જીવ એક મુહૂર્તમા ૬૦ ભવ કરે છે
ચતુરિન્દ્રિય જીવ એક મુહૂર્તમા ૪૦ ભવ કરે છે
અસજ્ઞી પચેન્દ્રિય જીવ એક મુહૂર્તમા ૨૪ ભવ કરે છે
સજ્ઞી મનુષ્ય ને તિર્યંચ એક અતર્મુહૂર્તમા એક જ ભવ કરે છે.

આ ભવો ભોગવતા ભોગવતા તમે માનવભવમા આવ્યા, તેમાં આર્યક્ષેત્ર મળ્યુ, તેમા ઉત્તમ કુટુમ્બમા જન્મ મળ્યો સવારમા માતા-પિતા અરિહતનુ નામ લેવડાવે એવા સસ્કારી કુટુમ્બમા જન્મ મળે, એમા પણ પુણ્યનો જોગ જોઈએ તેમા પણ ભવની ભેખડોના ભુક્કા ઉડાડી દે તેવો માર્ગ બતાવનાર સદ્ગુરુ મળ્યા માટે તકને જાણીને કામ કરો હાથમા આવેલી તકને જવા દેશો તો હાથ ઘસતા રહી જવું પડશે મનુષ્યભવમા જો કઈક કરશો તો ઓછામા પતી જશે, અને જો તિર્યંચ કે નારકીમા ગયા, તો પછી પાર નહી આવે

દૃષ્ટાન્ત—એક ગામમા એક વાણિયો અને એક લોહાણો બને મિત્રો હતા બને એકબીજાના સુખદુખમા સહાયક હતા પણ ધીમે ધીમે વાણિયો પૈસામા ઘસાવા લાગ્યો, અને લોહાણાની આર્થિક સ્થિતિ સુધરતી રહી લોહાણો ટાણે ટાણે વાણિયાને વગરવ્યાજે સો-પચાસ રૂપિયા આપવા લાગ્યો, ને એમ કરતા કરતા તેના પર

દસ હજારનું કરજ થઈ ગયું. જ્યાં તેની સ્થિતિ સુધારા પર ન આવી.

એકવાર લોહાણો બીમાર પડ્યો. વાણિયો મિત્ર તેની ખબર કાઢવા આવ્યો. લોહાણાએ એકાંત જોઈને વાણિયાને કહ્યું, ભાઈ! તારા ખાતામાં દસ હજાર રૂપિયા નીકળે છે. હવે મારા શરીરનો કોઈ ભરોસો નથી, માટે તું દસ હજારને બદલે ગમે તેમ કરીને પાંચ હજાર આપી દે તો હું હયાત છું ત્યાં જ તારું ખાતું ભરપાઈ કરી દઉં. મારા ગયા પછી મારો છોકરો ત્રીસ હજાર વ્યાજ સાથે માગશે!

વાણિયો બોલ્યો: હું પાંચ હજાર ક્યાંથી લાવું? એટલા રૂપિયા હોત, તો તો મે વપાર જ કર્યો ન હોત! માટે રૂપિયા તો હું હાથમાં આપી શકું નહીં. લોહાણાએ કહ્યું: તો ભલે બે હજાર લાવી દે તોપણ હું ખાતું ચૂકતે કરી આપું. પણ વાણિયાએ જવાબ આપ્યો: મારાથી બની શકે નહીં. લોહાણાએ એક હજાર લાવવા કહ્યું પણ 'મારાથી બની શકે નહીં' એ જ જવાબ મળતો રહ્યો. આખરે લોહાણાએ કહ્યું: તું કંઈ ન આપે, તો તો મારાથી ખોટું ન બોલાય. છેવટે તારું ઘરબાર કે જમીન વેચીને પણ એકસો રૂપિયા લાવી દે, તો હું તારા બધા રૂપિયા ભરપાઈ કરી દઉં. પણ વાણિયાએ એક જ જવાબ આપ્યો: એટલી પણ મારી ત્રેવડ નથી.

આખરે લોહાણો મરી ગયો ને છોકરાના હાથમાં વહીવટ આવ્યો. ખાતાંઓ તપાસતાં વાણિયા પાસે દસ હજારનું લેણું નીકળ્યું. છોકરાએ વાણિયાને બોલાવીને કહ્યું, કાકા! મારા બાપને અને તમારે ભાઈબંધી હતી. પણ પચાસ વરસનું લેણું તમારે હવે ચૂકતે કરી આપવું જોઈએ.

વાણિયાએ તો એ જ પહેલાંનો જવાબ આપ્યો: મારી ત્રેવડ નથી! આ જવાબ સાંભળીને છોકરાએ કોર્ટમાં દાવો નોંધાવી, જપ્તી લાવીને ઘરબારનું લીલામ કરાવી નાખ્યું ને લેણું વસૂલ કર્યું.

લોહાણાની જેમ તમને સતમહાત્માઓ સમજાવે છે કે ભાઈ! આ માનવભવમાં તમે કંઈક કરો. પણ તમે તો મનમાં જવાબ આપો

છો કે અમારી ત્રેવડ નથી અમે કહીએ છીએ કે તમે અઠ્ઠમ, છઠ્ઠ આદિ ઉપવાસ કરો, તો તમે કહો છો કે ત્રેવડ નથી અમે કહીએ છીએ કે તમે એક અપવાસ કરો, તો તમે જવાબ આપો છો કે ત્રેવડ નથી અમે કહીએ છીએ કે તમે એકાસણા કરો કે રાત્રિભોજનનો ત્યાગ કરો, તોપણ તમે એક જ કક્કો ગોખ્યો છે કે અમારી ત્રેવડ નથી અમે કહીએ છીએ કે તમે આયબિલ કે ઊણોદરી કરો, તોપણ તમારી ત્રેવડ નથી અરે કાંઈ ન કરો તો સામાયિક તો કરો, પણ તમારો જવાબ તો એ જ મળે છે કે 'નો ટાઇમ !' પણ આ ભવમા તમને ટાઇમ નથી, ત્યારે પછી શુ નિગોદના ભવમાં ટાઇમ મળશે ? ત્યારે તો તમારી ઇચ્છા નહી હોય, તોપણ બધા કર્મોના ફળો ભોગવી જ લેવા પડશે ! માનવભવમા જે થોડામા પતે છે, તે નારકીમા ચૂકતે ભરપાઈ કરવા પડશે નારકીના દુ ખો તો તમે સાભળ્યા છે ને ? ચીચોડામા પીલે, ઘાણીમા ઘાલે, ધોબી કપડાને પછાડે તેવી રીતે પછાડે, ભયકર ભઠ્ઠીમા શેકી નાખે આ બધા દુ ખો સહીને કર્મોને ભરપાઈ કરવા કરતા આ દુર્લભ માનવજન્મમા જ કઈક કરો, તો થોડામાં ઘણુ કમાઈ શકશો એક જ સામાયિક કરવાથી ૯૨,૫૯,૨૫,૯૨૫ પલ્યોપમ ઝાઝેરા નરકના પાપો કપાઈ જાય છે એક આનુપૂર્વી ભણવાથી ૫૦૦ વર્ષમા નારકી જીવ જેટલા પાપો ખપાવે તેટલા પાપો ખપી જાય છે રોજના આહાર કરતા એક જ રોટલી ઓછી ખાવ, તો નારકીના સો વર્ષનુ દેણુ કપાઈ જાય છે અહી—આ ભવમા આવુ કઈક કરશો તો નરકના દુ ખોમાથી બચી જશો, નહીતર પરમાધામીઓના હાથે છેદાવુ-ભેદાવુ પડશે ! સુયગડાગસૂત્રમા કહ્યુ છે કે—

हण छिन्दह भिन्दह णं दहेत्ति,
सद्दे सुणेन्ता परधम्मियाणं ।
ते नारगाओ भयभिन्नसन्ना,
कंखन्ति कं नाम दिसं वयामो ॥ ६ ॥

—સુયગડ, સુયક્ખધ અ ૫, ઉદ્દેશ ૧

મારી નાખો, કાપી નાખો બાળી નાખો—આવા પરમાધામીઓના શબ્દો ચારે બાજુથી સંભળાય છે.

આવાં જન્મના હાથનાં દુઃખો ભોગવવાં પડે, તે પહેલાં આજથી જ—અત્યારથી જ ચેતી જાવ. પરમાધામીઓ એકાન્ત મિથ્યાત્વી હોય છે એમના હાથે પરાધીન બનીને દુઃખ ભોગવવા કરતાં સમજીને સંયમ અને તપશ્ચર્યામાં, ત્યાગ અને વૈરાગ્યમાં આગળ વધો.

ૐ શાન્તિઃ

*

## વ્યાખ્યાન : ૬૩

(શુક્રવાર, તા. ૧-૯-૬૩)

અહીં નાથે સિદ્ધાન્ત કહ્યા. ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે. જે જમાનાની સાથે ફરતો જાય તેનું નામ સિદ્ધાન્ત કહેવાય નહીં. ત્રિકાલાબાધિત અને ત્રિલોકબાધિત હોય તેનું નામ સિદ્ધાન્ત. જે સિદ્ધાન્ત કદાપિ ખંડિત થાય નહીં ને બદલાય નહીં. હિન્દમાં પણ બે ને બે ચાર થાય, તેવી જ રીતે યુરોપ, અમેરિકા, રશિયા આદિ દેશોમાં પણ બે ને બે મળીને ચાર જ થાય.

નાગશ્રી બ્રાહ્મણીનો જીવ સાગરદત્ત શેઠની પુત્રી સુકુમાલિકા તરીકે જન્મ્યો. પુણ્યનો ઉદય થાય એટલે સારું ઘર ને સારું કુટુમ્બ મળે, પણ એટલેથી જ પતી જતું નથી. મોંઘો મનુષ્યભવ શા માટે મળ્યો છે? જ્ઞાનીઓના મોક્ષ માર્ગે પણ આ માનવભવમાં જ જઈ શકાય અને તો જ કર્મરહિત દશા પ્રાપ્ત થઈ શકે. કમા—કપાસની મોસમ હોય ત્યારે વેપારીઓ રાતદિવસ જોયા વિના તોલ કર્યા કરે છે તેવી તાલાવેલી આત્મા માટે જોઈએ. ભણવાને ગમે તેટલું મોડું હોય છતાં

તમે પ્રયત્ન કરો નહી અને પ્રયત્ન કરતા હો તો એ પ્રયત્ન સફળ કેમ થતો નથી એ જોતા ન હો, તો શુ કામનુ ? ભગવાન કહે તે તમે ન માનો તો ?

**દૃષ્ટાન્ત**—એક શેઠાણી બહુ ફૂવડ હતી ઘરના કામકાજમા દુર્લક્ષ તો આપે જ, પણ કરેલી રસોઈ પણ ઢાક્યા વિના રાખી દે. આથી કૂતરાઓ ખાવાનુ ખાઈ જાય આથી કટાળીને શેઠે એક જાળી બનાવીને બારણામા ગોઠવી દીધી આથી કૂતરાઓ ગભરાવા લાગ્યા કે શેઠે બારણામા જાળી કરાવી છે, એટલે હવે આપણને ખાવાનુ મળશે નહી એટલામા એક આગેવાન કૂતરો બોલ્યો, 'ગભરાવાનુ કારણ નથી. શેઠાણી એટલી આળસુ છે કે એ જાળી બધ કરશે જ નહી'

એમ આપણા આત્મિક ધનને ક્રોધાદિ કષાયો લૂટી રહ્યા છે એ જોઈ ભગવાન મહાવીરે આપણા માટે વિરતિની જાળી તો મૂકી છે, છતા કર્મના પ્રવાહને આપણે અટકાવી શકતા નથી '**उड्ढंसोत्ता अहंसोत्ता**'—ચારે બાજુથી કર્મનો પ્રવાહ ચાલ્યો આવે છે કર્મરહિત બનવા માટે આસ્રવના દ્વારો બધ કરવા જોઈએ પણ પ્રભુએ બતાવેલા માર્ગે આપણે ચાલવું નથી માનવી પાસે મન, વિચારશક્તિ અને આચરણ કરવાની શક્તિ તો છે, તેને માનવભવ પણ મળી ગયો છે, પણ માનવતા મેળવવી એ હવે માનવનુ પોતાનુ કામ છે દુર્ગુણોને પ્રવેશવા ન દે અને સદ્ગુણોને સભર ભરી દે, તો જ માનવભવ સિદ્ધ કર્યો ગણાય. માટે ઊંઘતા હો તો જાગો, જાગતા હો તો બેઠા થાવ અને બેઠા હો તો પ્રયત્નશીલ બની જાવ જેને આજીવિકાનુ સાધન ન હોય તેને તો ભટકવુ પડે, પણ ઘણાને પૂરતા સાધનો હોવા છતા પણ તે ક્રોધ, માન, અને માયામા રાચતા રહીને કર્મના બધનમા જકડાય છે

**દૃષ્ટાન્ત**—જગદીશ નામનો એક યુવાન ડોક્ટર હાથમા બેગ લઈને ઉતાવળે જઈ રહ્યો હતો ત્યા તેનો એક જૂનો મિત્ર સુરેશ મોટરમા બેસીને તેને સામો મળ્યો મોટર ઊભી રાખીને સુરેશે પૂછ્યુ',

અરે જગદીશ, અત્યારમાં કઈ તરફ જાય છે? મારી મોટરમાં બેસી જા. ત્યારે જ્યાં જવું હોય ત્યાં તને પહોંચાડી દઉં. મોટરમાં બેસતાં જગદીશે કહ્યું: ગામ બહાર જ્યાં ગરીબોનાં ઝૂંપડાં છે ત્યાં મારે જવાનું છે. થોડી વારમાં મોટર ગરીબોનાં ઝૂંપડાં આગળ આવીને ઊભી રહી. જગદીશ બેગ લઈને નીચે ઊતર્યો. સુરેશે કહ્યું: તું પાછો ફરે ત્યાં સુધી હું અહીં જ ઊભો છું. ગરીબોની સારવાર કરીને જગદીશ પાછો ફર્યો. વાતો કરતાં બન્ને મિત્રો જગદીશને બંગલે આવ્યા.

બે વર્ષ પહેલાં સુરેશ જગદીશને મળ્યો હતો. ત્યારે જગદીશની પ્રેક્ટિસ ધમધોકાર ચાલુ હતી. વિશાળ બંગલો અને મોટર હતાં. પણ આ? એ બધું સુરેશને પલટાઈ ગયેલું દેખાયું. આથી તેણે પૂછ્યું: અરે જગદીશ, આવો સારો બંગલો અને સાહ્યબી વિરોધનું તારું જીવન કેમ બની ગયું? બે વર્ષ પહેલાં તો બધું હતું ને આજે આ હું શું જોઈ રહ્યો છું?

વાત લાંબી છે, જગદીશ બોલ્યો. હું બાર વર્ષનો હતો ને મારા પિતા નિધન અકસ્માતમાં મરી ગયા. મારી માતા બીજાનાં કામકાજ કરીને મને ભણાવવા લાગી. પણ થોડી વારમાં એ વૃદ્ધમાતા ભાંગી ગઈ હતી. થોડા દિવસો પછી એ બીમાર પડી અને હું જેમતેમ કરીને તેને શહેરમાં લાવ્યો. એક ધારિપ ગમાં આપીને મારી માતાને એક બાજુ સુવાડીને હું ડોક્ટરને મળવા માટે ઊભો હતો. આમ કરતાં બપોરના બાર વાગ્યા. ડોક્ટર હવે દવાખાનામાંથી પાછા ફરતા હતા. મેં ડોક્ટરને કહ્યું: ડોક્ટર સાહેબ, મારી માતા બહુ બીમાર છે. કાળી મજૂરીના પૈસા લઈને હું ગામડાગામમાંથી તેને અહીં લાવ્યો છું. માટે તેની સારવાર કરો.

પણ મને અત્યારે ટાઇમ નથી, કહીને ડોક્ટર ચાલ્યા ગયા. મારી માતાએ કહ્યું: બેટા! આવા શહેરમાં ગરીબોની કોઈ સંભાળ લેતું નથી. ત્યારે મેં મનમાં કોઈ કીમતે જો ડોક્ટરના હાથમાં મોટી નોટો

સરકાવી દીધી હોત તો એ જ ડૉક્ટરને ટાઇમ મળી જાત હવે મને ઘેર પહોચાડી દે.'

અને હુ મારી માતાને ઘેર લાવ્યો મરતા મરતા મારી માતાએ મને કહ્યુ, બેટા ! તુ મોટો થઈને ડૉક્ટર થજે અને જેવી દશા મારી થઈ તેવી દશા કોઈ ગરીબની ન થાય તેનો વિચાર કરજે તારાથી બને એટલી સેવા કરીને તેમને આરામ પહોચાડજે,' કહીને મારી માતા મૃત્યુ પામી

હુ જાતમહેનત કરીને ભણુવામા આગળ વધવા લાગ્યો ઇન્ટર થઈને મે ડૉક્ટરી લાઇન લીધી અને થોડા વર્ષોમા ડૉક્ટર પણ બની ગયો પણ મરતી વખતની માતાની આજ્ઞા ભૂલી ગયો મારુ ધ્યાન મોટર, બગલો અને માન–સન્માન મેળવવામા વળી ગયુ થોડા જ વખતમા મને એ બધુ મળી ગયુ મારુ જીવન સુખચેનમા વીતવા લાગ્યુ કોઈ ગરીબની સામે જોવાની મને ફુરસદ ન હતી હુ તો ધનની લાલચમા જ મારુ કામ કર્યે જતો હતો પણ એવામા એક બનાવે મારી આખો ખોલી નાખી બપોરના એક વાગ્યાનો સમય હતો હુ જ્યા હૉસ્પિટલના પગથિયા ઊતરીને મોટરમા બેસવા જતો હતો ત્યા એક વૃદ્ધ માતા અને તેનો એક દસ વર્ષનો પુત્ર એક બાજુ પર બેઠેલા મને જોવામા આવ્યા મને જોઈને એ છોકરો ઊભો થઈને કહેવા લાગ્યો, ' ડૉક્ટર સાહેબ ! મારી મા બહુ બીમાર છે હુ ગામડામાથી માડમાડ તેને અહી પહોચાડી શક્યો છુ એની સારવાર નહી કરો તો એ મરી જશે ને હુ અનાથ બની જઈશ '

' ભાઈ સુરેશ ! ' આખમાના આસુને લૂછતા જગદીશ બોલ્યો, ' મારી મરતી માતાની સ્મૃતિ મને એ જ વખતે તાજી થઈ આવી જાણે એ માતા મને કહી રહી હતી, ' બેટા, મોટો થઈને તુ ડૉક્ટર બનજે અને મારી માફક કોઈ ગરીબને સારવાર વિના મરવુ ન પડે એ વિચારજે '

જ્ઞાનીઓ કહે છે કે ભય સમયે ચેતીએ. કર્મના ભય પડે, તે વખતે મનુષ્યે સાવધાન બની જવું જોઈએ. ભોગની આસક્તિ ભય વખતે એની નહીં તો એને અનંતા ભવ કરવા પડ્યા. એનાં કર્મો ભોગવવામાં કોઈ એનું સાથીદાર થશે નહીં. તમારું સૂક્ષ્મમાં સૂક્ષ્મ ભાન જાગશે તો જ જ્ઞાન મળશે.

અને તે દિવસે મારી મોટરને પાછી વાળીને મેં એ વૃદ્ધ માજીની સારવાર ચાલુ કરી. ગરીબોની સેવા-શુશ્રૂષાનું મન થઈને હું પરિગ્રહને માર્ગેથી પાછો ફર્યો. ગરીબોની અને રોગીઓની સેવામાં મેં મારું ચિત્ત લગાવ્યું. મોટર અને વિશાળ બંગલો વેચીને મેં સારવાર માટેનાં સાધનો વસાવ્યાં. જગદીશે પોતાની વાત પૂરી કરી.

માનવ પાસે જ્યાં ધનવૈભવ આવે છે એની એને મદમાં ચાર આંખો થઈ જાય છે એ માનવતાના ગુણોને પણ ગુમાવી દે છે. જ્યાં સુધી અનાદિકાળનો મિથ્યાત્વી જીવ સમ્યક્ત્વ પ્રાપ્ત ન કરે ત્યાં સુધી એ સંસાર પરિત્ત કરી શકતો નથી.

સુકુમાલિકા પુણ્યના ઉદયથી સાગરદત્ત શેઠને ત્યાં જન્મી અને જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ તેનું ઉત્કૃષ્ટ રૂપલાવણ્ય ખીલવા લાગ્યું. બાલ્યવય વીતતાં તેણે ચોસઠ કળાઓ જાણી લીધી. એકવાર સાહેલીઓની સાથે એ અગાસીમાં દડાની રમત રમી રહી હતી. બાપ તરફથી પૈસાની છૂટ હતી. કીમતી વસ્ત્રો અને આભૂષણો તેણે ધારણ કર્યાં હતાં. સોનાના તારથી ગૂંથેલા દડાથી એ રમી રહી હતી. ત્યાં માર્ગ પરથી જતા જિનદત્ત શેઠની દૃષ્ટિ સુકુમાલિકા પર પડી. જિનદત્ત શેઠ વિચારમાં પડ્યો કે આ તે કોઈ જળદેવી હશે કે વનદેવી હશે! કોઈ દેવકન્યા હશે કે કોઈ ગંધર્વકન્યા હશે! તેણે બાજુમાં ચાલ્યા જતા કુટુંબી જનને પૂછ્યું કે આ રૂપવતી કન્યા કોણ છે! જવાબ મળ્યો કે સાગરદત્ત શેઠની કન્યા છે.

માનવસ્વભાવ જ એવો છે કે જે સારી વસ્તુને જુએ તેને એ

પોતાની બનાવવાની ઇચ્છા કરે છે જિનદત્ત શેઠે વિચાર કર્યો કે મારો પુત્ર સાગરદત્ત પણ સ્વરૂપવાન અને ગુણવાન છે. તેની સાથે આ કન્યાના લગ્ન થાય તો કેવુ સારુ ?

ભૌતિક સુખોની પાછળ જીવને કેટલુ અથડાવુ પડે છે ! પણ સત્=દર્શન, ચિત્=જ્ઞાન અને આનંદ=ચારિત્રરૂપ આત્માને તેણે જોયો નથી, જાણ્યો નથી અને જાણવાની તેને ઇચ્છા થતી નથી માનવને અંધારી કોટડીમા રહેવુ ગમતુ નથી, પણ અનંતા ભવથી આત્મા અંધકારમા ડૂબેલો પડ્યો છે તેમા પ્રકાશ મેળવવાનો એ પ્રયત્ન કરતો નથી Knowledge is power—જ્ઞાન એ જ બળ છે જ્ઞાનના અજવાળાથી અજ્ઞાનનો અંધકાર દૂર થઈ જાય છે એક હજાર વર્ષથી ભોયરામા અંધકાર હોય અને બેટરીની ચાપ દબાવો કે તરત પ્રકાશ પથરાઈ જાય છે હજાર વર્ષના કબ્જા માટે અંધારુ દાવો કે દલીલ કરતુ નથી

વરસાદ આવે ત્યારે છોકરાઓ પાણીના ખાબોચિયામા કાગળની હોડીઓ તરાવે છે ને રાજી થાય છે એ જ રીતે ખેડૂત પણ રાજી થાય છે પણ બન્નેની પ્રસન્નતામા તમને કાઈ ફેર જણાય છે ? પણ જે ખેડૂતે કાઈ ન વાવ્યુ હોય ને માત્ર વરસાદથી રાજી થતો હોય તેને પૂછીએ કે કાઈ વાવ્યુ છે ? તો એ જવાબ આપે કે આણુ સાલ તો કાઈ વાવ્યુ નથી, તો એ રાજીપો શા કામનો ? અમે તમને પણ એ જ પૂછીએ છીએ કે આ સાલ ચોમાસુ તો સારુ થયુ, પણ એમા તમે કાઈ વાવ્યુ ખરુ ? આ માનવભવ એક પ્રકારનુ ફળદ્રુપ ખેતર છે તેમા વાવશો તે પ્રમાણે ફળ આવશે

દૃષ્ટાન્ત—પોતાના ખેતરમા થયેલા ફળોની ટોપલી લઈને એક ખેડૂત રાજાને ભેટ આપવા માટે ગયો આરસપહાણના રાજમહેલમા બેઠેલા રાજાએ એ ફળો ચાખ્યા, અને એ પ્રસન્ન થઈ ગયો ખેડૂતને તેણે પૂછ્યુ, 'આવા સ્વાદિષ્ટ ફળો ક્યા વાવ્યા હતા ?' ખેડૂતે કહ્યુ,

મારું કાળી જમીનવાળું જે ખેતર છે તેમાં મેં આ ફૂલોનો બગીચો બનાવ્યો છે. રાજા બોલ્યો: તો એવો બગીચો મારા રાજમહેલમાં બનાવી આપ. કાળી જમીન કરતા તો આ રાજમહેલ કીમતી આરસ પહાણનો બનાવેલો છે. ખેડૂત બોલ્યો: નામદાર! આવાં ફૂલો વાવવા માટે કાળી અને ફળદ્રુપ જમીન જોઈએ. એમાં કીમતી આરસની જમીન ચાલી શકે નહીં.

તેવી જ રીતે દેવતાના ભવમાં ધર્મધ્યાન થઈ શકતું નથી. દેવના ભવમાં તેત્રીસ હજાર વર્ષે એકવાર આહાર લેવાની ઇચ્છા થાય છે તો તમે જ વિચારો કે ઉપવાસની દૃષ્ટિએ તેના કેટલા ઉપવાસ થયા? પણ દેવના ભવમાં પચ્ચક્ખાણ નથી, તેથી ઉપવાસ ગણાય નહીં.

એક માણસે ચોવીસ કલાકનો પોસો કરીને પચ્ચક્ખાણ લીધાં. ચોવીસ કલાક માટે તેણે અન્ન, પાણી, મેવો, મીઠાઈ, ફળ, મુખવાસ આદિ બંધ કર્યાં. ત્યારે બીજા એક દર્દીને ડૉક્ટરે ચોવીસ કલાક ખાવા પીવાનું બંધ કર્યું અને ત્રીજા એક ભિખારીને ભીખ માગવા છતાં આખો દિવસ આહારપાણી મળ્યાં નહીં. ત્રણેયના ખાનપાન બંધ છે પણ તેમાંથી નિર્જરાનો હેતુ કોનો હશે? તમે પરાધીનતાથી તો ઘણી વાર ઉપવાસ કર્યા હશે પરંતુ એને સાચો ત્યાગ ગણી શકાય નહીં. કારણ કે—

वत्थगंधमलंकारं, इत्थीओ सयणाणि य।
अच्छंदा जे न भुंजंति न से चाइ त्ति वुच्चइ॥

—દશવૈકાલિકસૂત્ર અ. ૨ ગા. ૨

વસ્ત્ર, અલંકાર, સ્ત્રી કે શયન આદિ નથી મળ્યું ને તેથી નથી ભોગવતો તે ત્યાગી નથી. પણ—

जे य कंते पिए भोए लद्धे वि पिट्ठिकुव्वइ।
साहीणे चयइ भोए से हु चाइ त्ति वुच्चइ॥

—દશવૈકાલિકસૂત્ર અ. ૨ ગા. ૩

સુંદર પ્રિય ભોગો જે, પામીને અળગા કરે.
સ્વાધીન પ્રાપ્ત ભોગોને, ત્યાગે તે ત્યાગી છે ખરો

મળ્યુ છતા જે ત્યાગી દે તે સાચો ત્યાગી છે.

દરિદ્રીને, દર્દીને અને પોસો કરનારને એકસરખુ જ વેદવાનુ હોવા છતા ત્રણેયના ફળમા મોટુ અતર છે ડૉક્ટર દર્દીને ખાવાપીવાની ના પાડે છે અને ભીખારીને ખાવાપીવાનુ મળતુ જ નથી એ બન્ને ઉદયના કારણો છે, પરન્તુ '**इच्छानिरोधस्तप**'—સાધન હોવા છતા ઇચ્છાનો નિરોધ એ સાચુ તપ છે, અને '**तपसा निर्जरा च**' —તપથી નિર્જરા થાય છે તમે તો ખાવુ, પીવુ અને એશઆરામ કરવામા જ જીવનનુ ધ્યેય સમાપ્ત થયેલુ માનો છો, તો એમ પતશે નહી અગ્નિ જેમ ના ન પાડે તેમ આવા આત્માઓ જે આવ્યા કરે તે ખાઈ લઈને સર્વભક્ષી બની જાય છે નવ વાગ્યા સુધી સૂવાની ઇચ્છા હોય, પણ તેયાર થઈને સાત વાગ્યે નોકરી પર જવાનુ હોય તો ? તો તમે તમારી સ્વચ્છદતાને તરત જ છોડી દો છો, પણ સવારમા પ્રતિક્રમણ કરવુ તમને રુચતુ નથી

એક માણસ કૂવામા પડી ગયો, પણ કૂવામા પાણી નહી હોવાથી તથા અદર ઘાસ ઊગી ગયેલુ હોવાથી એ બચી ગયો હવે એ 'બચાવો, બચાવો'ની બૂમો પાડવા લાગ્યો એટલામા એક માણસ ત્યાથી નીકળ્યો અવાજ સાભળીને તેણે કૂવામા દોરડુ નાખ્યુ વિશ્વાસ કરીને તેણે એ દોરડાને પકડી લીધુ અને એ બહાર નીકળી ગયો બન્ને જણા પોતપોતાને રસ્તે પડી ગયા તેવી જ રીતે—

સસાર રૂપી ઊડો કૂવો, જે પડિયો તે મૂઓ,
રડતાને તમે શીદને રૂઓ છો, જીવતાના સુખ જુઓ

સદ્‌ગુરુદેવ આ સસારરૂપી કૂવામાથી જીવને બહાર કાઢે છે, પણ જીવને પાકી શ્રદ્ધા જોઈએ તમને ગૂમડુ થાય તો તરત જ ડૉક્ટર

# વ્યાખ્યાન : ૬૪

(શનિવાર, તા ૭-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો આધિકાર ચાલે છે સુકુમાલિકાનું માગુ કર્યાં પછી જિનદત્ત શેઠે પોતાના પુત્ર સાગરદત્તને પૂછી જોયુ અને પુત્રે મૌન રહીને સમ્મતિ આપી વિષયના લોલુપ મનુષ્યો ઇન્દ્રિયજન્ય સુખોને જ સુખ માને છે આવા જીવો સયોગમા સુખ અને વિયોગમાં દુ ખ માનતા હોય છે પાણીનુ મથન કરવાથી કદાપિ માખણ નીકળતું નથી અને રેતી પીલવાથી કોઈ દિવસ તેલ નીકળતુ નથી મોહવશ બનેલો માનવ એનો વિચાર પણ કરી શકતો નથી જ્ઞાનીઓ કહે છે—

કાળ અનતો ગુમાવ્યો એના સગમા રે,
તેમા કાઢચો તે કેટલોક સાર, ઓ ગમાર!
મૂકી દે સગત મહા મોહની રે
દર્શનમોહનીયે દર્શન તારુ આવર્યું રે,
ચારિત્રમોહે ચુકાવ્યો સદાચાર ઓ ગમાર!

દર્શનમોહનીયથી જીવનુ દર્શન અવરાઈ જાય છે અનત પુદ્ગલ-પરાવર્તન થઈ ગયા, છતા જીવને પોતાનુ ભાન થયુ નથી જેને મોહના ચાળામા રસ આવે છે, જીભના, સ્પર્શના અને શ્રવણેન્દ્રિયના સ્વાદમા જે તરબોળ રહે છે, તે આત્માનુ ભાન ગુમાવી બેસે છે ભગવાન કહે

છે કે ઇન્દ્રને તો ક્ષણિક સુખ છે પણ મારા શતો અને મુનિઓનું આત્મસુખ અનંત છે. એક માણસને કેન્સરનું દર્દ થયું હોય તો તેનો આખો ખજાનો પણ તેનો રોગ દૂર કરી શકતો નથી પણ જેના આત્માનો અમૂલ્ય ખજાનો ખૂલી ગયો હોય તેને રોગો કાંઈ કરી શકતા નથી. ક્યા કંચન કામિની અને કુટુંબ એ ચારેય કક્કાને સાથે લઈ જવાની બાબત નિરાશાજનક છે કોઈ પરિગ્રહ સાથે લઈ જવાતો નથી. આ જીવ રાગમાં રંગાઈ ગયો મોહમાં મૂંઝાઈ ગયો અને જીવનભર લૂંટ ને લૂંટ જ ચલાવી! તમારી પ્રગતિ પણ જેટલી પરના વિચારમાં થઈ છે તેનો દસમો ભાગ પણ 'સ્વ'માં પ્રગતિ સાધી નથી. એમાં ભાગ લેવા આગવાની જરૂર છે માનવ ધનને મહત્તા આપનારો બન્યો ત્યારથી 'સ્વ'ની પ્રગતિ રૂંધાઈ ગઈ હરખાભાઈ દરખયભાઈ બની ગયા! ધર્મનાં સ્થાનોની આગેવાની પણ પૈસાદારને જ મળે! વધારે પૈસા આપે એ જ પ્રતિક્રમણ બોલાવે સદાચારી ગરીબને કોઈ અધિકાર નહીં! પણ જેણે જીવનમાં સદાચાર કેળવ્યો હોય તેને જ ભતી કાઢીને ચાલવાનો સાચો અધિકાર છે પૈસાદારને નહીં

સનત્કુમાર ચક્રવર્તિને ત્યાં ૮૪ લાખ હાથી, ૮૪ લાખ ઘોડા, ૮૪ લાખ રથ અને ત્રણ કરોડ યોદ્ધા હતા. તેનું રૂપ પણ અનુપમ હતું એક વાર દેવતાઓ ઇન્દ્રની પ્રશંસા સાંભળીને બ્રાહ્મણના રૂપે તેનું રૂપ જોવા આવ્યા. તેમને જોઈને સનત્કુમારે પૂછ્યું : તમે કેમ આવ્યા છો? દેવતાઓ બોલ્યા : તમારું રૂપ જોવા. સનત્કુમારે પૂછ્યું : તમે ક્યાંથી આવ્યા છો? જવાબમાં દેવતાઓએ જેમનું પોતાનું ખોલી બતાવીને કહ્યું : આપને જોવા આવતાં આટલા જોઈ ધરાઈ ગયા! એટલે દૂરથી અમે આવ્યા છીએ. સનત્કુમારે કહ્યું : હજી તો મારી ખીલવણી બાકી છે હું નાહીને શૃંગાર ધારણ કરું ત્યારે મારું સ્વરૂપ જોવા જેવું હશે.

સનત્કુમારે સ્નાન કરી, સુગંધી તેલોનું લેપન કર્યું અને બહુમૂલ્ય વસ્ત્રાભૂષણો ધારણ કર્યાં દાસીએ આવીને તેને વજીરોનો સંદેશો કહ્યો.

જ્યારે તેઓ સિહાસન પર બેઠા ત્યારે દેવતાઓને બોલાવ્યા, પણ સનત્કુમારને જોઈને દેવતાઓ મો ફેરવી ગયા આથી સનત્કુમારે પૂછ્યું, 'મારુ રૂપ જોઈને તમે મો કેમ ફેરવી ગયા?' દેવતાઓ બોલ્યા, 'અમે તમારુ જે સ્વરૂપ પહેલા જોયુ હતુ, તેના હજારમા ભાગનુ સ્વરૂપ પણ અત્યારે નથી, કારણ કે—

સોળ રોગ તારી કાયામા ઊપન્યા, ગર્વ ન કર, કાચી કાયા,
રગીલા રાણા રે હો, રહો રહો મેરે 'સનતકુમાર'

કાયાનો પલટો કેટલી વારમા થઈ ગયો? તમે કાયાને ફેશનમાં કેટલી ફટાવ્યે રાખી છે? આ જડ શરીરને તાજિયાની જેમ કેવુ શણગરો છો, પણ એનુ પરિણામ વિચાર્યું છે?

**मानव तनके रोमरोम में भरा हुआ है रोग अपार।**
**कारण पा कर वही रोग सब आते हैं वाहिर दुःखकार॥**
**फूटे घटके जल सम ही है आयु क्षीण होती दिनरात।**
**रोगभरे इस नश्वर तनमें, करता मोह अरे क्यों भ्रात॥**

માનવના શરીરમા સાડાત્રણ કરોડ રૂવાડા છે એક એક રૂવાડે પોણા બબ્બે ઝાઝેરા રોગો ભર્યા છે આવા રોગમય શરીર પર આટલો બધો મોહ શા માટે? ઘડાને તળિયે તિરાડ પડી હોય તો તેમાથી પાણી ચાલ્યુ જશે, તેમ આયુષ ક્ષણે ક્ષણે કપાઈ રહ્યુ છે 'કટ–કટ' કરતી ઘડિયાળ એની સાક્ષી પુરે છે કાચી માટીની આ કાયા ઉપરથી સુદર દેખાય છે, પણ અદર તો અશુચિનો ભડાર ભર્યો છે જેના ઉપર તમે મોહ પામો છો તેમા માસ, રુધિર અને લોહી–હાડકા આદિ સાત ધાતુ વિના બીજુ કાઈ જ નથી આવા નશ્વર શરીરને પડતા પણ કાઈ વાર લાગે છે?

મોહભાવ ક્ષય હોય જ્યા અથવા હોય પ્રશાત,
તે કહીએ જ્ઞાની દશા, બાકી વાચા જ્ઞાન

જેનો મોહ ઉપશમી ગયો હોય તે જ સાચો જ્ઞાની છે.

ભગવાન કહે છે કે પ્રથમ તું સૂત્રનુ અધ્યયન કર, પછી તારા ચિત્તને સ્થિર કર, અને આત્માની સ્થિરતા મેળવ્યા પછી જ તું કોઈને ઉપદેશ કરજે તેમા પણ જો તારામા ઉપશમભાવ હોય તો કોઈને ક્ષયોપશમનો બોધ આપજે, અને ક્ષાયિક ભાવ હોય તો જ ઉપશમનો ઉપદેશ આપજે તમે જાણુતા હો તેથી ઓછો ઉપદેશ આપજો, કારણ કે સંતોનુ મૌન પણ ઉપદેશ છે

ભગવાન મહાવીરે કદી પણ ઉપદેશની ઉતાવળ કરી નથી એમની મૌનસાધના તો જુઓ તેમણે જગતનો પરિચય જ ન સાધ્યો, કારણ કે વસ્તીનો સગ આત્માની પ્રગતિને અટકાવનારો છે.

ભગવાને તમામ ઉપસર્ગો સહન કર્યા, કોઈની પણ મદદ માગી નહી ચાર જ્ઞાનના ધણી છતા તેઓ મૌન જ રહ્યા ભગવાન ઋષભદેવને ચાર હજાર શિષ્યો હતા, છતા તેઓ એક હજાર વર્ષ સુધી મૌન રહ્યા વાણીના મૌન સાથે જો મનનુ મૌન ન હોય તો સકલ્પ–વિકલ્પોની હારમાળા ઊભી થાય છે માટે જોઈને બોલો, જોખીને બોલો, સમજીને બોલો તમારી વાણી બીજાને કડવી, કાટા જેવી કે ભારરૂપ ન લાગે તેનો બરાબર ખ્યાલ રાખો પરીકથાઓમા પરીઓના મોમાથી ફૂલ ઝરે છે તેવી વાત આવે છે તે કાઈ પેટમા ફૂલ ભરી રાખતી નથી, પણ તેની વાણી ફૂલ જેવી કોમળ અને સુવાસવાળી હોય છે પરતુ અનાદિકાળથી જીવની અવળાઈ ચાલુ છે એને ચાર ગતિ, ચોવીસ દડક ને ચોરાસી લાખ યેનિમા ભટકવુ ગમે છે એ જ કારણુથી એ જ્ઞાનની વાતોમા બેદરકાર રહે છે

પ્રભુએ સાડા બાર વર્ષ સુધી ઊંઘ લીધી નહી તેમનુ અપ્રમત્તપણુ કેટલુ ! તમે તો આનદ મેળવવા માટે થિયેટરમા ચાલ્યા જાવ છો, પછી ત્યાથી આનદ લાવો છો કે ઉપાધિ ? બે દિવસ ઘરમા રહ્યા, ને ગમતુ નથી એટલે બજારમા દોડો છો એટલે તમારી તો ચાવી જ ખોવાઈ ગઈ છે પણ યાદ રાખજો, દાગીના ગમે તેટલા હોય પણ ચાવી ન મળે ત્યાસુધી તમે ભીખારી જ રહેવાના છો તમારે તમારા

પોતાના જ ઘેર જવું છે એમાં આટલી આળસ કેમ? નાનું છોકરું બજારમાં ગયું હોય તો એ ઘેર જવાનો નિશ્ચય કરે છે તો તમને સ્વ-ઘર વિના કેમ ગમે છે? તમારું શાશ્વત ઘર સિદ્ધક્ષેત્રમાં છે.

દૃષ્ટાન્ત—મા અને ચાર વર્ષની દીકરી મેળામાં ગયાં. ચાલતાં ચાલતાં છોકરી પાછળ રહી ગઈ. માએ માન્યું કે છોકરી પાછળ પાછળ ચાલી આવે છે એટલે એ ઘેર ચાલી ગઈ. અહીં છોકરી મેળામાં ભૂલી પડી ગઈ અને ખૂબ રડવા લાગી. કોઈ સજ્જન માણસોએ પૂછ્યું તું ક્યાં રહે છે? છોકરીએ જવાબ આપ્યો, મારી મા! કોઈએ કહ્યું તારે ખાવું છે? પણ છોકરીએ તો એ જ જવાબ આપ્યો મારી મા! કોઈ એને બોલાવે, રમાડે, રમરાગ બતાવે, પણ એને તો મારી મા સિવાય કાંઈ ગમતું જ નથી. આખરે બધાએ મળીને એને પોલીસચોકીએ મૂકી.

મા તરફ ઘેર જઈને માએ જોયું તો છોકરી નથી. માતા જુદે રસ્તે શોધવા નીકળી અને બાપ જુદે રસ્તે શોધવા ગયો. પોલીસચોકી પર બેઠેલી છોકરીએ રડતાં રડતાં દૂર દૃષ્ટિ કરી, તો એની મા ચાલી આવે છે. બન્નેની પરસ્પર ઓળખાણ થઈ. છોકરી દોડતી દોડતી માતાની પાસે પહોંચી ગઈ.

તમને કોઈની ઓળખાણ પડે છે? ના? તો સાચાને ઓળખવાની પણ શક્તિ રહી નથી, કેમકે ભટકવાની ટેવ પડી ગઈ છે. હરાયા ઢોરને ખીલે બાંધવું ગમતું નથી, તેમ તમને સ્વઘરમાં ગમતું નથી કેમ?

સનત્કુમાર ચક્રવર્તીના શરીરમાં સોળ રોગ ઉત્પન્ન થયા. હજાર દાસદાસીઓ અને તેની અર્ધાંગનાઓ પણ તેનો રોગ લઈ શકી નહીં. જ્યાં તેણે પાનની પીચકારી મારી ત્યાં તેમાંથી [illegible] નીકળી! જેને આત્માને ઓળખવો હોય તેને દેવોની ઓળખાણ પણ નકામી નીવડે છે. આ માને ઓળખનાર તો जगत्कायस्वभावौ संवेगवैराग्यार्थम् — જગતને જુએ તે પણ વૈરાગ્ય માટે જ જુએ છે. આવા અસાધ્ય સોળ રોગોને જોઈને સનત્કુમારે દીક્ષા લઈ લીધી.

દીક્ષા લીધા પછી સનત્કુમારમુનિને ૭૦૦ વર્ષ સુધી રોગો રહ્યા. તેને સહન કરતા કરતા તેમને લબ્ધિઓ ઉત્પન્ન થઈ, છતા રોગ મટાડવાની તેમને ભાવના થઈ નહી તમને રોગ થાય કે તરત તેને મટાડવા માટે ધમપછાડા કરી મૂકો છો

એક વાર દેવતાઓ વૈદ્ય બનીને સનત્કુમારમુનિ પાસે આવ્યા અને તેમને કહ્યુ, 'આ રોગથી તમારી સાધનામા ખામી આવે છે, માટે અમે તમારા રોગ મટાડવા આવ્યા છીએ આપ નિરવદ્ય ઔષધ લો.' સનત્કુમાર બોલ્યા, 'જો તમે રોગ મટાડવા આવ્યા હો તો શ્વાસોચ્છ્વાસ લેવા પડે એ પણ એક પ્રકારનો રોગ છે માટે શ્વાસોચ્છ્વાસ ન લેવા પડે એવી દવા આપો આ રોગો મટાડવા એ તમારુ કામ નથી' એમ કહીને તેમણે પોતાના જ થૂકવાળી આગળી કરીને શરીર પર ફેરવી અને તેમની કાયા કચન જેવી થઈ ગઈ! દેવતાઓ તો આશ્ચર્યમુગ્ધ બની ગયા

ત્યારે તમને રોગમા કેટલા ચાળા સૂઝે છે? બીમાર પડો છો ને આ ખાવુ ને તે ખાવુ તમારુ મટતુ નથી 'રોગીની ખબર ખાટલે ને ભોગીની ખબર પાટલે' એની ખાતરી જ્યારે માણસ બીમાર પડે ત્યારે થાય છે વાતો કરનારા તો ઘણા છે માર્ગસૂચક પાટિયાઓનો પાર નથી, પણ પ્રગતિ કરનારી વેલો બહુ ઓછી છે.

આમ સાતસો વર્ષની વેદના વેઠ્યા પછી સનત્કુમારમુનિ મોક્ષે ગયા તમને આ બધી તાલીમ અપાય છે તેમા ઉપરટપકે કાંઈ નહી ચાલે માટે આજથી જ નક્કી કરો કે—

મહાવીર કે હમ સિપાહી બનેગે,
જો રક્ખા કદમ ફિર ન પીછે હટેગે,
અહિંસાકી બિજલી નસોમે ભરેગે,
મહાવીર કે હમ સિપાહી બનેગે

એકલો વેષ પહેરવાથી પોલીસ બનાતું નથી. તાલીમ લઈને આત્માના શત્રુઓની સામે યુદ્ધને મોરચે જવાનું છે. મહાવીરના સૈનિકો પીછેહઠ કરતા નથી. માટે તૈયાર થાવ.

કમર કસો ને કરો કેસરિયાં,
પછી જરૂર પારેથી જીત મેળવી શકશો.

ॐ શાન્તિઃ

*

## વ્યાખ્યાન : ૬૫

(રવિવાર, તા. ૮-૯-૬૩)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા. ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે. દેવકન્યા સુકુમાલિકા સાથે લગ્ન કરવાનો સાગરદત્તે સ્વીકાર કર્યો અને ઘરજમાઈ તરીકે રહેવાની પણ મૌન લઈને કબૂલાત આપી. **मौनं सम्मतिलक्षणम्** માનીને જિનદત્ત શેઠે લગ્ન કરવાનું નક્કી કર્યું. જે માણસ ઇન્દ્રિયનો ગુલામ હોય તે ભરમાઈ જાય છે. ભગવાન કહે છે '**खणमित्तसुक्खा बहुकालदुक्खा**'—સંસારનું સુખ ક્ષણિક અને લાંબા કાળ દુઃખ આપનારું છે માટે ઇન્દ્રિયજનિત વિષયોમાં સુખ નથી. કર્ણેન્દ્રિયને રેડિયોના ગાયનો સાંભળવાં ગમે છે પણ જ્યારે મસ્તકશૂળ ઉપાડ્યું હોય ત્યારે એનો એ રેડિયો અપ્રિય બની જાય છે. જે સ્ત્રીમાં સુખ દેખાય છે તે જ સ્ત્રી જ્યારે દુરાચારિણી બને, ત્યારે દુઃખરૂપ બની જાય છે. દૂધપાક-પૂરીમાં સુખ માનનારને જ્યારે અજીર્ણ થાય છે ત્યારે એ ભોજન અરુચિકર બની જાય છે. શરીરના દર્દને [illegible] મટાડનાર ડૉક્ટરનો તમે આભાર માનો છો. ત્યારે તમારા આત્માના દોષરૂપી રોગ મટાડનારને તમે દુશ્મન માનો છો.

ખરી રીતે આત્માના દોષો બતાવનારને ગુરુ માનવો જોઈએ, પણ તમને આત્મશક્તિનુ બહુમાન નથી, તેથી આત્માના દોષોને તમે નભાવતા શીખી ગયા છો આ બધુ આત્મભાન આવે તો સમજાય

દૃષ્ટાન્ત—એક સિંહણે બચ્ચાને જન્મ આપ્યો અને તરત જ એ શિકારીનો શિકાર બની ગઈ આ બચ્ચુ એક ભરવાડને મળ્યુ. ભરવાડે તેને દૂધ પાઈ મોટુ કર્યું અને ઘેટાના ટોળાની સાથે તેને ચરાવવા લાગ્યો બચ્ચાને પણ એમ થઈ ગયુ કે જેમ આ બધા ઘેટાં છે તેવુ જ હુ પણ એક ઘેટુ જ છુ ! આમ કરતા ઘણા દિવસો વીતી ગયા એકવાર જગલનો સિહ આ બચ્ચાને જોઈ ગયો એને લાગ્યુ કે આ સિહનુ બચ્ચુ ઘેટાના ટોળામા કેમ ભળી ગયુ હશે ? આથી તેણે એક ગર્જના કરી અને બધા ઘેટાની સાથે એ પણ ભાગવા લાગ્યુ પાછળ દોડીને સિહે તેને પકડી લીધુ

સિહનું બચ્ચુ કહેવા લાગ્યું, 'મને જવા દો મારી જાતના ઘેટા મારાથી જુદા પડી જાય છે' સિહ બોલ્યો, 'તુ ઘેટુ નથી, પણ મારા જેવો જ સિહ છે તને ખાતરી ન થતી હોય તો ચાલ મારી સાથે' આમ કહીને સિહ તેને નદીકિનારે લઈ ગયો અને સ્થિર પાણીમા તેને પોતાનુ પ્રતિબિંબ બતાવતા કહ્યુ, 'જોઈ લે તારુ અને મારુ મુખ, કેશવાળી અને પગ બધુ સરખુ છે માત્ર તારો ઉછેર જ ઘેટાના ટોળામા થયો છે, માટે મારા જેવી ગર્જના કર આથી તને તારા સ્વરૂપની પ્રતીતિ થઈ જશે' સિહના બચ્ચાએ ગર્જના કરી અને એની ભ્રાન્તિ ભાગી ગઈ.

તેમ અનન્તા સિદ્ધો જેવી જ આપણામા શક્તિ છે, પણ જ્યારે તમને ધ્યાન, તપ, સયમ આદિ કરવાનુ કહેવામા આવે, ત્યારે તમે કહો છો કે, 'બનતુ નથી,' પરતુ એ વાત સાચી નથી તમે કરતા નથી એ વાત સાચી છે માનવ મોહની સેનાને મારી–હટાવીને સાચો સિદ્ધ બનવા શક્તિમાન છે, પણ તેના માટે સાધના કરવી જોઈએ.

સિંહની જેમ જ્ઞાની પુરુષો તમને જાગ્રત કરે છે કે નરક-નિગોદના ભવરૂપી રાત્રિ વીતી ચૂકી છે અને હવે માનવભવરૂપી પ્રભાત થયું છે માટે જાગો અને તમારામાં ભરાઈ રહેલા દોષોને કાઢી નાખો. કોઈ મોટા માણસને આમંત્રણ આપ્યા પછી એને ગંદકીવાળા મકાનમાં ઉતારો ન અપાય તેવી જ રીતે પરમાત્મા પ્રભુ દેવને દોષોથી ભરેલા દેહમંદિરમાં ન સ્થપાય. આજ દિવસ સુધી તો ખૂબ ઠોકરો ખાધી, ખૂબ ખૂબ ઠેકાણે ભટક્યા. હવે સમજો.

દૃષ્ટાન્ત—એક સાધક ઠેર ઠેર જઈને કહેતો હતો કે **મુઝે ચેતના શિક્ષા દો!** આ સાંભળીને સૌ તેની આગળ પોતપોતાના મત જણાવવા લાગ્યા, પરંતુ તેને સંતોષ થયો નહીં. આખરે એકવાર તેને એક મહર્ષિક યોગી મળી ગયા.

મહાત્મા આનંદઘનજી કહે છે કે—

મત મત ભેદે રે જો જઈ પૂછીએ
સહુ થાપે અહમેવ.
અભિનંદન જિન દરશન તરસીએ

હું જ્યાં જ્યાં ગયો ત્યાં ત્યાં સૌ પોતાનો મત સ્થાપવા માગે છે. સાધકે મહર્ષિક યોગી પાસે જઈને પ્રાર્થના કરી, **મુઝે ચેતના શિક્ષા દો!** યોગીએ વિચાર કર્યો કે ખૂબ ભટકેલો જ્ઞાન જિજ્ઞાસુ સાધક છે. કદાચ મારું કહેલું એ સીધેસીધું ન પણ માને. આથી તેણે સાધકને કહ્યું અહીંથી થોડે દૂર આવેલા સરોવરનો એક મચ્છ તને સમજાવશે. સાધક સરોવર પાસે આવ્યો અને બોલ્યો, **મુઝે ચેતના શિક્ષા દો!** અને તરત જ એક માછલું બહાર આવ્યું. માછલાએ કહ્યું તું મારું એક કામ કર, પછી હું તારું કામ કરી દઈશ. મને પાણીની ખૂબ તરસ લાગી છે મને પાણી પાઈ દે!

માછલાનું વચન સાંભળીને સાધકને હસવું આવ્યું એ બોલ્યો, પાણી તો તારી પાસે જ છે જરા ડોકને નીચી નમાવ કે તરત જ તને પાણી મળી જશે! માછલાએ કહ્યું તો સાંભળી લે

સાધક ! તુ આખા જગતમા ભટકીશ, તોપણ તને ચેતના મળશે નહી, કારણ કે જેને તું શોધે છે તે ચેતનાથી જ તુ સભર છે. માટે દૃષ્ટિ પલટાવ'

તમે પણ એવા જ સાધક છો સુખ મેળવવા માટે તમે જડ વસ્તુઓ પાસે ભિખારી બનીને માગો છો કે મને સુખ આપો ! પણ જે સ્વય નાશવત છે તે તમને શાશ્વત સુખ ક્યાથી આપી શકે ભલા ? તમે તમારી અદર જ ડૂબકી લગાવો, તો ચેતના પ્રાપ્ત થઈ જશે - સાધકને સાચુ સમજાયુ. એને પોતાની ભૂલ જણાઈ.

જગદીશને જોવા માટે, દશે દિશા આથડયા રે,
જાગીને જોયુ તો એ તો ઘરમા જડયા
અમે ભવના મુસાફર ભૂલા રે પડયા,
ક્યા રે જવુ'તું ને ક્યા જઈ રે ચડયા અમે

જિનદત્ત શેઠના પુત્ર સાગરદત્તને પણ સુકુમાલિકાના મોહમા આનદ દેખાયો, પણ જ્યા મોહ ઊભો છે ત્યા કર્મ પણ ઊભુ છું માટે મોહનીય કર્મની અઠ્ઠાવીસ પ્રકૃતિ પર પ્રથમ વિજય મેળવવાની જરૂર છે, કારણ કે—

વિષયરૂપ અકુરથી ટળે જ્ઞાન ને ધ્યાન,
લેશ મદિરાપાનથી, છાકે જેમ અજ્ઞાન

જેમ રાજાને જીતવાથી તેની પ્રજા અને તમામ સૈન્ય જિતાઈ જાય છે, તેમ આ મોહનીય કર્મને જીતવાથી વિષયો વિરામ પામી જાય છે વિષયી માણસ સાચુ જ્ઞાન પ્રાપ્ત કરી શક્તો નથી, માટે મોહને તોડો

અષ્ટ કર્મમા શિરોમણિ મોહનીય જો,
કથચિત મોહ એ જ સસાર.
ઓ ગમાર ! મૂકી દે સગત મહા મોહની જો !

મોહ એ જ સસાર છે બારમે ગુણસ્થાને જાય ત્યારે મોહ ક્ષીણ થાય છે. મોહની સિત્તેર ક્રોડાક્રોડી સાગરોપમની સ્થિતિ છે તમને કોનો

પાછો ફરી શકુ, પણ રાજાને અટકાવે કોણ ? સિંહને કોણ કહેવા જાય કે તારુ મો ગધાય છે ? આખરે રાજાએ એક નિશ્ચય કર્યો

એક દિવસ ભરી સભામા રાજાએ કહ્યુ, 'જે માણસ રાતના મારી ચોકી કરશે તેને હુ એક હજાર રૂપિયા ઇનામ આપીશ ' એક રાતના હજાર રૂપિયા લેવા કોણ તૈયાર ન થાય ? આખરે એક માણસે રાતના ચોકી કરવાનુ સ્વીકાર્યુ અને પોલીસનો ડ્રેસ પહેરી, બદૂક લઈને રાજમહેલના દ્વાર આગળ ઊભો રહ્યો

આજે રાતના બાર વાગ્યા સુધી તો પડખા ઘસતા ઘસતા સમય પસાર કર્યો પછી રાજા બહાર નીકળ્યો નવા આવનાર રક્ષકે રાજાને સલામ કરીને પૂછ્યુ, 'અત્યારે આપ ક્યા પધારો છો ?' રાજાએ કહ્યુ, 'રોન ફરવા ' રક્ષકે પૂછ્યુ, 'હુ સાથે આવુ ?' રાજાએ જવાબ આપ્યો, 'ત્યા કોઈનુ કામ નથી' રાજા ચાલ્યો ગયો અને સવાર પડતા પાછો આવ્યો સભામા જઈને એ રક્ષકે કહ્યુ કે 'મારા હજાર રૂપિયા આપો મે તમારી આખી રાત ચોકી કરી છે ' પણ-હજાર રૂપિયાને બદલે રાજાએ એને માર મરાવીને કાઢી મૂક્યો

આમ ઘણા દિવસ સુધી ચાલ્યુ હવે કોઈ માણસ ચોકી કરવા તૈયાર થતો નથી રૂપિયાને બદલે માર ખાવા કોણ જાય ? આખરે રાજાએ આખા શહેરમા પડો વગડાવીને કહેવડાવ્યુ કે જે કોઈ રાજાની ચોકી એક રાત કરશે તેને હજાર રૂપિયા ઇનામ મળશે આ વાત એક ગરાસણીએ સાભળી ચતુર ગરાસણીએ પોતાના પતિને કહ્યુ, 'તમે ચોકી કરવાનુ કબૂલ કરો તમારે માર ખાવો પડશે નહી તમારે બદલે હુ ચોકી કરવા જઈશ ' ગરાસિયાએ આજે ચોકી કરવાનુ કબૂલ કર્યુ રાત્રે ગરાસણી બાઈ ચોકી ભરવા આવી ગઈ બાર વાગ્યાનો સમય થયો, અને રાજા રાજમહેલમાથી બહાર નીકળ્યો ગરાસણી વેષ બદલીને દ્વાર પાસે ઊભી હતી તેણે ધીમે અવાજે પૂછ્યુ, 'ક્યા જાવ છો ?' રાજાએ જવાબ આપ્યો, 'રોન ફરવા જાઉ છુ '

કેટલો મોહ નડે છે ! એકવાર કહેવું પડે તો તેને 'ટકોર' કહેવાય. ટકોર ઝીણી ચોકોર. અને વારવાર કહેવું પડે એ 'ટક ટક' કહેવાય. તમે ટક ટકથી ટેવાઈ ગયા લાગો છો.

દૃષ્ટાન્ત—સવારનો સમય હતો. રાજા પોતાની અટારીમાં ઊભો હતો. તેટલામાં રાજમહેલના કંપાઉન્ડને વાળવા માટે એક ભંગડી—ચાંડાલિની આવી. રાજાએ જોયું કે ભંગીની જાતમાં પણ કેટલું આકર્ષક સ્વરૂપ હોય છે !

કેટલાક જીવો સામકાં જોવામાં જ વિહ્વળી ઝુમાવે છે એવા જીવો ભલે તે જાતિના હોવા છતાં તેને ગમાર કહેવામાં શું ખોટું છે ! રાજા પણ ભંગડીના રૂપમાં ઘેલા બન્યો. તેણે તેનું સરનામું મેળવી લીધું અને અર્ધી રાતે ઊપડ્યો ભંગીવાસમાં. ઘેર અનેક સ્વરૂપવતી રાણીઓ હોવા છતાં અને પોતે ઉત્તમ જાતિનો હોવા છતાં રાજાએ હવે મર્યાદા છોડી દીધી. कामातुराणां न भयं न लज्जा — કામના ગુલામોને ભય કે લજ્જા હોતા જ નથી. હવે તો એ રોજ રાતના બાર વાગે ભંગીવાસમાં જાય છે ને સવારના ચાર વાગે પાછો ફરે છે. પણ તેના અંતરાત્મા અને બહિરાત્માનો એક—અંતરાત્મા—ડંખવા લાગ્યો કે હું જે કરું છું તે ઠીક કરતો નથી, છતાં એ પોતાની જાતને પાછી ફેરવી શક્યો નહીં. તમારામાં દોષ નથી એમ તો કહી શકાય નહીં. ત્યારે દેખા છે એ તો નક્કી છે. તો પછી એ દોષો તમને ડંખતા કેમ નથી ! શું વિષયવાસનાનું ઝેર ચડ્યું છે ! તમે જાણો છો કે જેને સાપનું ઝેર ચડ્યું હોય તેને કડવો લીમડો પણ મીઠો લાગે છે અને તેથી ઊલટું સાકર ખવડાવો તો તેને કડવી લાગે છે. આ વિષયનાં ઝેર ન ઊતરે ત્યાં સુધી તમને સંસાર મીઠો જ લાગવાનો છે. આ કારણથી જ તમે દોષ દોષને પાપ કરો છો. જ ગણી જાતવરો નિશાચરો અને વ્યભિચારી માણસોને રાતનું અંધારું બહુ ગમે છે. રાજા પણ હવે ટેવાઈ ગયો. છતાં તેને આ કાર્ય સારું લાગતું નથી. તેણે વિચાર્યું કે મને કોઈ આ ટાળનાર હોય તો હું હવે આ માર્ગેથી

પાછો ફરી શકુ, પણ રાજાને અટકાવે કોણ ? સિંહને કોણ કહેવા જાય કે તારુ મો ગધાય છે ? આખરે રાજાએ એક નિશ્ચય કર્યો

એક દિવસ ભરી સભામા રાજાએ કહ્યુ, 'જે માણસ રાતના મારી ચોકી કરશે તેને હુ એક હજાર રૂપિયા ઇનામ આપીશ ' એક રાતના હજાર રૂપિયા લેવા કોણ તૈયાર ન થાય ? આખરે એક માણસે રાતના ચોકી કરવાનુ સ્વીકાર્યું અને પોલીસનો ડ્રેસ પહેરી, બદૂક લઈને રાજમહેલના દ્વાર આગળ ઊભો રહ્યો

આજે રાતના બાર વાગ્યા સુધી તો પડખા ઘસતા ઘસતા સમય પસાર કર્યો પછી રાજા બહાર નીકળ્યો નવા આવનાર રક્ષકે રાજાને સલામ કરીને પૂછ્યુ, 'અત્યારે આપ ક્યા પધારો છો ?' રાજાએ કહ્યુ, 'સેન કરવા ' રક્ષકે પૂછ્યુ, 'હુ સાથે આવુ ?' રાજાએ જવાબ આપ્યો, 'ત્યા કોઈનુ કામ નથી' રાજા ચાલ્યો ગયો અને સવાર પડતા પાછો આવ્યો સભામા જઈને એ રક્ષકે કહ્યુ કે 'મારા હજાર રૂપિયા આપો મે તમારી આખી રાત ચોકી કરી છે ' પણ હજાર રૂપિયાને બદલે રાજાએ એને માર મરાવીને કાઢી મૂક્યો

આમ ઘણા દિવસ સુધી ચાલ્યુ હવે કોઈ માણસ ચોકી કરવા તૈયાર થતો નથી -પિયાને બદલે માર ખાવા કોણ જાય ? આખરે રાજાએ આખા શહેરમા પડો વગડાવીને કહેવડાવ્યુ કે જે કોઈ રાજાની ચોકી એક રાત કરશે તેને હજાર રૂપિયા ઇનામ મળશે આ વાત એક ગરાસણીએ સાભળી ચતુર ગરાસણીએ પોતાના પતિને કહ્યુ, 'તમે ચોકી કરવાનુ કબૂલ કરો તમારે માર ખાવો પડશે નહી તમારે બદલે હુ ચોકી કરવા જઈશ ' ગરાસિયાએ આજે ચોકી કરવાનુ કબૂલ કર્યું રાત્રે ગરાસણી બાઈ ચોકી ભરવા આવી ગઈ બાર વાગ્યાનો સમય થયો, અને રાજા રાજમહેલમાથી બહાર નીકળ્યો ગરાસણી વેષ બદલીને દ્વાર પાસે ઊભી હતી તેણે ધીમે અવાજે પૂછ્યુ, 'ક્યા જાવ છો ?' રાજાએ જવાબ આપ્યો, 'સેન કરવા જાઉ છુ '

મરાઘસુંદરી વિચાર કરવા લાગી કે મારે તો રાજાની ચોરી પકડવાની છે રાજમહેલની નહીં

दिवा पश्यति नोलूकः काको नक्तं न पश्यति ।
अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति ॥

ઘૂવડ દિવસે જોઈ શકતુ નથી, કાગડો રાતના જોઈ શકતો નથી પરન્તુ કામાન્ધ એ એવો અપૂર્વ આંધળો છે કે જે રાતના કે દિવસના જોઈ જ શકતો નથી.

રાજા આગળ ચાલ્યો. ધીમે પગલે છુપાઈને મરાઘસુંદરી તેની પાછળ પાછળ જવા લાગી. રાજા બગીચામાં આવ્યો. પોલીસના વેષમાં મરાઘસુંદરી છુપાઈને બધુ જોવા લાગી. રાજા ઝૂંપડીમાં ગયો. ડોશી બગડી ભરઊંઘમાં નિદ્રામાં પડી હતી. તેણે સ્વપ્નાવસ્થામાં તો રાજાને ન કહેવાના શબ્દો કહ્યા, છતાં રાજાએ તે શબ્દોને સહન કર્યા. રાજાએ બગડીને કહ્યું આજે તો મારે તારા હાથનુ ખાવુ છે માટે તારા ઘરમાં જે કાંઈ હોય તે મને ખાવા માટે આપ. બગડી બોલી, આજે મારા ઘરમાં કંઈ ખાવાનુ નથી. એક વાણિયાને ત્યાંથી ઓસામણના ભાત આવ્યા હતા. ભાખરાના ખાતાં ખાતાં તેમાંથી થોડાક બચ્યા છે. રાજા બોલ્યો ભાત તો ભાત પણ તુ મને તારા હાથથી ખવરાવ તો મજા પડે!

બગડી પોતાના હાથે રાજાને ઓસામણના ભાત ખવરાવવા લાગી. મરાઘસુંદરીએ વિચાર કર્યો કે રાજાએ તો હદ કરી છે ભાત તો વાણિયાના ઘરના છે પણ ઢમઢ્યાં બગીના ઘરનુ પાણી પણ પી લેશે. આથી તેણે હાથ મારીને ગોળામાં કાણુ પાડી દીધુ પાણી બધુ ઢોળાઈ ગયુ.

આ તરફ રાજાએ ભાત ખાઈ લીધા અને તેણે બગડીને કહ્યુ, મને પાણી આપ. બગડી ગોળામાંથી પાણી લેવા માટે આવી, પણ તેણે ગોળો ખાલી જોયો. આથી તેણે રાજાને કહ્યુ પાણી તો ઘરમાં નથી, પણ આ સામે પાણીયારુ છે ત્યાં જઈને પાણી પી આવો. રાજાએ પાણીયારા પર જઈને ખોબે ખોબે પાણી પીધુ અને પાછો આવ્યો.

હવે એ ભગડીની ત્રણ પાયાવાળી અને એક પાયાને બદલે પથ્થર મૂકેલી તથા ગંધાતી ગોદડી પાથરેલી પથારીમા સૂતો ! આખા ગામના રાજાની આ દશા કેમ થઈ તેનો વિચાર કરજો

મોતીડાંનો ચારો ચરવો મૂકી દઈને,
ચૂથવા ગમે છે હાડ ચામ રે,
મૂરખ થઈને રે હસને કર્યો છે હેરાન,
નક્કી પ્રભુ નિર્લજ્જ થઈને રે, હસને કર્યો છે હેરાન

એક ડૉકટર લખે છે કે માણસ રોજનુ એક શેર અનાજ ખાય, આવુ ચાળીસ શેર અનાજ પચાવી જાય, ત્યારે ચાર શેર લોહી થાય અને એ ચાર શેર લોહીમાથી એ તોલા વીર્ય બને છે આવા મૂલ્યવાન વીર્યની અધોગતિને બદલે જે ઊર્ધ્વગતિ કરે છે તે જ સાચો મર્દ છે તમને મર્દ માનવા કે મડદા ? નરસિંહ ભગત લખે છે કે—

'વાચ કાછ મન નિશ્ચલ રાખે, પરસ્ત્રી જેને માત રે'

પુરુષે પરસ્ત્રીને માતા અને બહેન સમાન માનવી અને સ્ત્રીએ પરપુરુષને પિતા કે ભાઈ સમાન માનવો જોઈએ એવા સ્ત્રી કે પુરુષની માતાને ધન્ય છે આજે તો દેખાવમા સાફસૂફ થયેલાની વાણીમા ઝેર અને આખોમા અંગારા હોય છે રાવણે સીતાનુ હરણ કર્યુ તો એના હાથમા શુ આવ્યુ ? રામાયણનુ રમખાણ રાવણની કામાંધતાને લઈને જ થયુ

ગરાસણીએ રાજાનુ રાત્રિચરિત્ર જોઈ લીધુ અને બીજે રસ્તે થઈને એ પોતાના પહેરા પર હાજર થઈ ગઈ સવાર પડતા એ પોતાને ઘેર આવી અને જે રીતે તેનો પતિ સમજી શકે તે રીતે તેને બધી સમજાણ આપીને તેને રાજસભામા મોકલ્યો તે ઉપરાત તેણે કહ્યુ કે મે કહેલા શબ્દોથી રાજા જરૂર કુમાર્ગેથી પાછો વળી જશે, કારણ કે એ સરળ ચિત્તવાળો છે મનનો પરાધીન બની જવાથી જ તેણે આવો ઉપાય યોજ્યો છે

ગરાસણી વિચાર કરવા લાગી કે મારે તો રાજાની ચોકી કરવાની છે રાજ્યમર્દનની નહીં

**दिवा पश्यति नोलूकः काको नक्तं न पश्यति ।**
**अपूर्वः कोऽपि कामान्धो दिवा नक्तं न पश्यति ॥**

ઘૂવડ દિવસે જોઈ શકતુ નથી, કાગડો રાતના જોઈ શકતો નથી, પરન્તુ કામાન્ધ એ એવો અપૂર્વ આંધળો છે કે જે રાતના કે દિવસના જોઈ જ શકતો નથી.

રાજા આગળ ચાલ્યો. ધીમે પગલે છુપાઈને ગરાસણી તેની પાછળ પાછળ જવા લાગી. રાજા ભગીવાસમાં આવ્યો. ચોરીછુપીના વેષમાં ગરાસણી છુપાઈને બધુ જોવા લાગી. રાજા ઝૂંપડીમાં ગયો. પેલી ભગડી ઓઝાંળાંમાં નિદ્રામાં પડી હતી. તેણે શરૂઆતમાં તો રાજાને ન કહેવાના શબ્દો કહ્યા છતાં રાજાએ તે શબ્દોને સહન કર્યા. રાજાએ ભગડીને કહ્યું મારે તો મારે તારા હાથનું ખાવું છે માટે તારા ઘરમાં જે કાંઈ હોય તે મને ખાવા માટે આપ. ભગડી બોલી, આજે મારા ઘરમાં કાંઈ ખાવાનું નથી. એક વાણિયાને ત્યાંથી એંઠવાડના ભાત આવ્યા હતા. એંઠવાડના ખાતાં ખાતાં તેમાંથી થોડાક વધ્યા છે રાજા બોલ્યો ભાત તો ભાત પણ તું મને તારા હાથથી ખવરાવ તો મઝા પડે!

ભગડી પોતાના હાથે રાજાને એંઠવાડના ભાત ખવડાવવા લાગી. ગરાસણીએ વિચાર કર્યો કે રાજાએ તો હદ કાઢી છે ભાત તો વાણિયાના ઘરના છે પણ હમણા ભગીના ઘરનું પાણી પણ પી લેશે. આથી તેણે બાણ મારીને ગોળામાં કાણુ પાડી દીધુ પાણી બધુ ઢોળાઈ ગયુ

આ તરફ રાજાએ ભાત ખાઈ લીધા અને તેણે ભગડીને કહ્યું, મને પાણી આપ. ભગડી ગોળામાંથી પાણી લેવા માટે આવી, પણ તેણે ગોળો ખાલી જોયો. આથી તેણે રાજાને કહ્યું પાણી તો ઘરમાં નથી, પણ આ સામે પાણીઘાટ છે ત્યાં જઈને પાણી પી આવો. રાજાએ પાણીઘાટ પર જઈને ખોબે ખોબે પાણી પીધુ અને પાછો આવ્યો.

હવે એ ભગડીની ત્રણ પાયાવાળી અને એક પાયાને બદલે પથ્થર મૂકેલી તથા ગંધાતી ગોદડી પાથરેલી પથારીમાં સૂતો ! આખા ગામના રાજાની આ દશા કેમ થઈ તેનો વિચાર કરજો

મોતીડાંનો ચારો ચરવો મૂકી દઈને,
ચૂથવા ગમે છે હાડ ચામ રે,
મૂરખ થઈને રે હસને કર્યો છે હેરાન,
નક્કી પ્રભુ નિર્લજ્જ થઈને રે, હસને કર્યો છે હેરાન.

એક ડૉક્ટર લખે છે કે માણસ રોજનુ એક શેર અનાજ ખાય, આવુ ચાળીસ શેર અનાજ પચાવી જાય, ત્યારે ચાર શેર લોહી થાય અને એ ચાર શેર લોહીમાથી બે તોલા વીર્ય બને છે આવા મૂલ્યવાન વીર્યની અધોગતિને બદલે જે ઊર્ધ્વગતિ કરે છે તે જ સાચો મર્દ છે તમને મર્દ માનવા કે મડદા ? નરસિંહ ભગત લખે છે કે—

'વાચ કાછ મન નિશ્ચલ રાખે, પરસ્ત્રી જેને માત રે'

પુરુષે પરસ્ત્રીને માતા અને બહેન સમાન માનવી અને સ્ત્રીએ પરપુરુષને પિતા કે ભાઈ સમાન માનવો જોઈએ એવા સ્ત્રી કે પુરુષની માતાને ધન્ય છે આજે તો દેખાવમા સાફસૂફ થયેલાની વાણીમા ઝેર અને આખોમા અગારા હોય છે રાવણે સીતાનુ હરણ કર્યું તો એના હાથમા શુ આવ્યુ ? રામાયણનુ રમખાણ રાવણની કામાધતાને લઈને જ થયુ

ગરાસણીએ રાજાનુ રાત્રિચરિત્ર જોઈ લીધુ અને બીજે રસ્તે થઈને એ પોતાના પહેરા પર હાજર થઈ ગઈ સવાર પડતા એ પોતાને ઘેર આવી અને જે રીતે તેનો પતિ સમજી શકે તે રીતે તેને બધી સમજણ આપીને તેને રાજસભામા મોકલ્યો. તે ઉપરાત તેણે કહ્યુ કે મે કહેલા શબ્દોથી રાજા જરૂર કુમાર્ગેથી પાછો વળી જશે, કારણ કે એ સરળ ચિત્તવાળો છે મનનો પરાધીન બની જવાથી જ તેણે આવો ઉપાય યોજ્યો છે

ગરાસિયો રાજસભામાં આવ્યો અને ચોરી કરવા બદલના એક હજાર રૂપિયા માગ્યા. પણ રોજના નિયમ પ્રમાણે રાજાએ જવાબ આપ્યો અને તેને માર મારવાની આજ્ઞા આપી. પરંતુ ગરાસિયાએ પોતાની પત્નીના કહ્યા પ્રમાણે રાજા પાસે આવીને કહ્યું : મેં રાજમહેલની ચોરી કરી નથી પણ આપની ચોરી કરી છે. હવે આપ કહો તો સભાની વચ્ચે અને આપ કહો તો એકાંતમાં આપને કહેવાનું છે તે કહી સંભળાવું.

રોજના કરતાં જુદો જવાબ સાંભળીને રાજા ચોંકી ઊઠ્યો. ગરાસિયાને એ એકાન્તમાં લઈ ગયો. ગરાસિયો કહેવા લાગ્યો—

કામી ન જાણે જાત કજાત, ઊંઘ ન જાણે તૂટેલ ખાટ,
ભૂખ્યો ન જાણે એંઠો ભાત, તરસ્યો ન જાણે પીળીઘાટ.

રાજાએ આને ? પોતાની ભૂલને ખાનગીમાં કબૂલ કરી. એણે મનથી જ આ કુકર્મ છોડી દેવાનો નિશ્ચય કર્યો અને ગરાસિયાને એક હજારને બદલે દસ હજાર બે ધરતાં કહ્યું : ભાઈ! તમે મારી કુટેવ છોડાવી છે માટે તમારો હું આભાર માનું છું. ગરાસિયાએ કહ્યું, રાજન્! જેને ઘરે ભાવે સંતોષ ન થાય તેને બજારના એંઠા ભાત ખાવાથી સંતોષ મળે? તમારે ત્યાં પદ્મિની જેવી રાણીઓ હોવા છતાં એક ભિક્ષા માગનારી ભંગડીથી તમને સંતોષ થાય? અને તેની સ્વરૂપવતી હોવા છતાં એ તમારી પ્રજા છે અને પ્રજાની સ્ત્રી તો તમારી પુત્રી સમાન છે.

રાજાએ તે દિવસથી પોતાના દોષ સુધારી લીધો. તમે પણ તમારા દોષોને આજથી દૂર કરવાનો નિશ્ચય કરી લ્યો. આજે તો સિનેમાએ સંસારનું સત્યાનાશ વાળ્યું છે. આજની જુવાન છોકરીઓની વેશભૂષા પણ ભટકમસી અને આકર્ષણ કરનારી છે. આવાં નખરાં કરનારીઓથી તે તમારે ત્યાં યુવાન પુત્ર કે પુત્રી હોય તો તેને બચાવજો. વિષયમાં પડતાં બહુ ખરાબ છે. આજે તો કહેવાનો પ્રેમ એ મોટું જ પ્રચલિત સ્વ. ૧ છે

સુકુમાલિકા સ્વરૂપવતી હતી, માટે સાગરદત્તે ઘરજમાઈ રહીને પણ તેની સાથે લગ્ન કરવાનું નક્કી કર્યું સારુ મુહૂર્ત જોઈને લગ્ન લેવાયા વરઘોડો મંડપમા આવ્યો કન્યાદાન આપતી વખતે માતા-પિતાએ કન્યાનો હાથ વરના હાથમા મૂક્યો. અનેક વાજિંત્રો અને મંગળગીતો ગવાવા લાગ્યા હવે ત્યા શુ બનાવ બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૬૬

### (સોમવાર, તા ૯-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે સુકુમાલિકાના અને સાગરદત્તના લગ્નસમારંભમા હાથેવાળો મેળવવાનો સમય આવ્યો. સુકુમાલિકાના આનંદનો આજે પાર નથી, પણ જ્યા સાગરદત્તના હાથમા તેનો હાથ મુકાયો ત્યા જાણે સાગરદત્તનો હાથ ધગધગતી આગમા મુકાયો હોય તેવો અનુભવ થયો સાગરદત્તને જાણે વીજળીનો આંચકો લાગ્યો હોય તેમ લાગ્યુ પણ અનેક વડીલો અને સગા-વહાલાઓની વચ્ચે હવે શુ કરવુ ? ચીસ પાડે તો મર્યાદાનો ભંગ થાય તેમ વિચારીને સાગરદત્તને થોડીવાર શાન્તિ રાખવાનો વિચાર થયો તેણે મૂંગે મોઢે સહન કર્યું થપ્પડ મારીને જેમ મોઢુ લાલ રાખે તેમ હાથેવાળાની અનંતી વેદના તેણે સહન કરી હાથેવાળાનો વિધિ સંપૂર્ણ થયો ચાર મંગળફેરા ફરાઈ ગયા બન્નેને પરણવાના આનંદનો પાર નથી જાન વિદાય થઈ, પણ સાગરદત્તને તો ઘરજમાઈ તરીકે જ રહેવાનુ હોવાથી એ સસરાને ત્યા જ રોકાઈ ગયો

રાત્રી પડી સુંદર વસ્ત્રો અને અલંકારો ધારણ કરીને સુકુમાલિકા

શયનગૃહમાં આવી. શયનગૃહ શણગારેલું હતું. પલંગ પર મખમલનાં ગાદલાં બિછાવેલાં હતાં. ઉપર પુષ્પની સુવાસિત બિછાત બિછાવેલી હતી. સુકુમાલિકા શય્યા પર આવીને બેઠી. સાગરદત્ત પણ આવીને બેઠો અને જ્યાં તેણે સુકુમાલિકાને સ્પર્શ કર્યો ત્યાં જાણે લાવારસને સ્પર્શ કર્યો હોય તેમ તેને લાગ્યું. સુકુમાલિકાને નિદ્રા આવી ગઈ એટલે સાગરદત્ત નિરાશવદને ત્યાંથી ઊઠીને બીજી શય્યામાં સૂતો પણ **ચિન્તાતુરાણાં ન સુખં ન નિદ્રા** —ચિન્તાથી આતુર બનેલા મનુષ્યને સુખ કે નિદ્રા ક્યાંથી આવે! જગતની ચિન્તામાં આતુર તો ઘણાં હોય છે પણ હવે આત્માની ચિન્તા કરો.

સાગરદત્ત બીજી શય્યામાં સૂતો સૂતો વિચાર કરે છે કે આ પનારો મને ક્યાં વળગ્યો! હવે મારે શું કરવું! આખી ને આખી જિંદગી કેમ વિતાવવી! અને આ ને આ વિચારોમાં અર્ધી રાત વીતી ગઈ એ સમયે સુકુમાલિકા જાગી. તેણે જોયું ત્યાં પોતાનો પતિ શય્યામાં નથી. સુકુમાલિકાને આ વાતની કંઈ ખબર નથી, એટલે એ ઓરડામાં ચારે તરફ જોવા લાગી. જોતાં જોતાં જ્યાં સાગરદત્ત સૂતો હતો ત્યાં આવી. એના અંગેઅંગમાં કામનો અગ્નિ પ્રજ્વલિત બન્યો હતો.

ભગવાન કહે છે કે જ્યાં દાવાનલ સળગ્યો હોય ત્યાં પેટ્રોલના ડબ્બાઓ નાખવામાં આવે તો તેથી એ અગ્નિ ઓલવાતો નથી, એ તો વધારે જોરથી સળગી ઊઠે છે તેવી જ રીતે કામનાઓનું સેવન કરવાથી વિષયો શાંત થતા નથી પણ વધારે ઉગ્રતાથી પ્રજ્વલિત થાય છે. ઇચ્છાઓ-કામનાઓનો વિનાશ કરવો હોય તો સંયમ ધારણ કરો. સંયમદ્વારા ઇચ્છાઓને ઓછી કરો.

એક માણસ બાસુદી અને પૂરી ખાવાની ઇચ્છા કરે, ત્યાં તેને વિચાર થાય કે ખમણ જેવું કાંઈક ફરસાણ કર્યું હોય તો ઠીક પડે. ખમણ તૈયાર થાય, ત્યાં ચટણી વિના કેમ ચાલે! મીઠી મગની છૂટી દાળ અને બૈડા ભાત તો જોઈએ જ ને! અને એ બધું પચાવવા માટે ગરમાગરમ કઢી ન હોય તો તો આનંદ જ આવે નહિ ને!

આમ એક પછી એક તૃષ્ણા વધતી જ જાય છે મહાત્મા આનંદઘનજી કહે છે કે—

સસરો મારો બાળો ભોળો, સાસુ બાળકુંવારી,
પિયુજી મારો ઝૂલે પારણિયે, હું છું ઝુલાવનહારી
નહીં પરણેલી નહીં રે કુંવારી, પુત્ર જણાવણહારી
કાળી દાઢીનો કોઈ ન મૂક્યો, હજુયે છુ બાળકુંવારી

તૃષ્ણાનું રૂપક આપતા શ્રી આનંદઘનજી કહે છે કે 'મારો ક્રોધ નામનો સસરો એવો ભોળો છે કે જ્યા જાય ત્યા ઝટ દેખાઈ આવે, અને મારી માયા નામની સાસુ બાળકુંવારી છે, અર્થાત્ ચંચળ હોવાથી કોઈનુ ઘર બાંધીને સ્થિર રહેતી નથી અને તૃષ્ણા કહે છે કે મારો પતિ જીવાત્મા તો અજ્ઞાનના પારણામા ઝૂલે છે અને હું પોતે જ તેને ઝુલાવુ છુ હું પોતે તો પરણેલી પણ નથી ને કુંવારી પણ નથી એમ છતા મારે સંકલ્પ–વિકલ્પ નામના પુત્રો છે મે આ જગતમા કોઈને છોડ્યા નથી, એમ છતા હું બાળકુંવારી ગણાઉં છુ, કારણ કે મારુ પેટ કોઈ દિવસ ભરાતુ નથી ' તૃષ્ણા દેવતાઓને પણ છોડતી નથી તેમને ખાવાપીવાની ચિન્તા નથી, છોકરા–છોકરીને પરણાવવાની ઉપાધિ નથી, તેમને દાગીના ઘડાવવા પડતા નથી, રહેવા માટે શાશ્વતા આવાસો છે, છતા તેમને તૃષ્ણા એટલી બધી હોય છે કે તેઓ પોતાથી ઊંચી ઋદ્ધિવાળા દેવને જોઈને સળગી જાય છે જ્ઞાનીઓ કહે છે કે આ તૃષ્ણા ભયંકર છે

એમ છતા તમારી તૃષ્ણા ઓછી થતી નથી તમે દસ હજારનો ચેક લઈને બેંકમા જાવ ને પૂછો કે આના કેટલા રૂપિયા આવશે ? તો જવાબ મળશે કે દસ હજારનો આ ચેક છે, એટલે તમને પૂરા દસ હજાર મળશે પણ તમે કહો કે મારે તો એક લાખ જોઈએ, તો મળશે ખરા ? તેમ તમારા પ્રારબ્ધમા જેટલુ છે તેટલુ જ મળવાનુ છે ગમે તેટલા કાવાદાવા કરશો, તોય વધારે મળવાનુ નથી તમારા

શયનગૃહમાં આવી. શયનગૃહ સુશોભિત હતું. પલંગ પર મખમલની ચાદરો બિછાવેલી હતી. ઉપર પુષ્પોની સુવાસિત બિછાત બિછાવેલી હતી. સુકુમાલિકા શય્યા પર આવીને બેઠી. સાગરદત્ત પણ આવીને બેઠો અને જ્યાં તેણે સુકુમાલિકાને સ્પર્શ કર્યો ત્યાં જાણે દાવાનળને સ્પર્શ કર્યો હોય તેમ તેને લાગ્યું. સુકુમાલિકાને નિદ્રા આવી ગઈ એટલે સાગરદત્ત નિર્ગારવદને ત્યાંથી ઊઠીને બીજી શય્યામાં સૂતો પણ **ચિન્તાતુરાણાં ન સુખં ન નિદ્રા** —ચિન્તાથી આતુર થયેલા મનુષ્યને સુખ કે નિદ્રા ક્યાંથી આવે? જગતની ચિન્તામાં આતુર તો ઘણાં હોય છે પણ હવે આત્માની ચિન્તા કરો.

સાગરદત્ત બીજી શય્યામાં સૂતો સૂતો વિચાર કરે છે કે આ સાપનો ભારો મને ક્યાં વળગ્યો! હવે મારે શું કરવું? આમ ને આમ રાત્રિ કેમ વિતાવવી? અને આ ને આ વિચારોમાં અર્ધી રાત વીતી ગઈ. એટલામાં સુકુમાલિકા જાગી. તેણે જોયું ત્યાં પોતાનો પતિ શય્યામાં નથી. સુકુમાલિકાને આ વાતની કાંઈ ખબર નથી. એમ એ ઓરડામાં ચારે તરફ નજર નાખી જોતાં જોતાં જ્યાં સાગરદત્ત સૂતો હતો ત્યાં આવી. એના અંગેઅંગમાં કામનો અગ્નિ પ્રજ્વલિત બન્યો હતો.

ભગવાન કહે છે કે જ્યાં દાવાનળ સળગ્યો હોય ત્યાં પેટ્રોલના ડબ્બાઓ ઠલવવામાં આવે તો તેથી એ અગ્નિ ઓલવાતો નથી એ તો વધારે ને વધારે સળગી ઊઠે છે. તેવી જ રીતે કામનાઓનું સેવન કરવાથી વિષયો શાંત થતા નથી પણ વધારે ઉગ્રતાથી પ્રજ્વલિત થાય છે. ઇચ્છાઓ-કામનાઓનો વિનાશ કરવો હોય તો સંયમ ધારણ કરો. સંયમદ્વારા ઇચ્છાઓનો નાશ કરો.

એક માણસ ભાજી અને પૂરી ખાવાની ઇચ્છા કરે, ત્યાં તેને વિચાર થાય કે પચવું જોઈએ. કાંઈક ફરસાણ જેવું હોય તો ઠીક. ને. ફરસાણ તૈયાર થાય, ત્યાં ચટણી વિના કેમ ચાલે? પછી મગની ફૂલી દાળ અને થોડા ભાત તો જોઈએ જ ને? અને એ બધું પચાવવા માટે ગરમાગરમ કઢી ન હોય તો તો આનંદ જ આવી જાય ને!

આમ એક પછી એક તૃષ્ણા વધતી જ જાય છે મહાત્મા આનંદઘનજી કહે છે કે—

સસરો મારો બાળો ભોળો, સાસુ બાળકુવારી,
પિયુજી મારો ઝૂલે પારણિયે, હુ છુ ઝુલાવનહારી
નહી પરણેલી નહી રે કુવારી, પુત્ર જણાવણહારી
કાળી દાઢીનો કોઈ ન મૂક્યો, હજુયે છુ બાળકુવારી

તૃષ્ણાનુ રૂપક આપતા શ્રી આનંદઘનજી કહે છે કે ‘ મારો ક્રોધ નામનો સસરો એવો ભોળો છે કે જ્યા જાય ત્યા ઝટ દેખાઈ આવે, અને મારી માયા નામની સાસુ બાળકુવારી છે, અર્થાત્ ચચળ હોવાથી કોઈનુ ઘર બાધીને સ્થિર રહેતી નથી અને તૃષ્ણા કહે છે કે મારો પતિ જીવાત્મા તો અજ્ઞાનના પારણામા ઝૂલે છે અને હુ પોતે જ તેને ઝુલાવુ છુ હુ પોતે તો પરણેલી પણ નથી ને કુવારી પણ નથી એમ છતા મારે સકલ્પ–વિકલ્પ નામના પુત્રો છે મે આ જગતમા કોઈને છોડચા નથી, એમ છતા હુ બાળકુવારી ગણાઉ છુ, કારણ કે મારુ પેટ કોઈ દિવસ ભરાતુ નથી ’ તૃષ્ણા દેવતાઓને પણ છોડતી નથી તેમને ખાવાપીવાની ચિન્તા નથી, છોકરા–છોકરીને પરણાવવાની ઉપાધિ નથી, તેમને દાગીના ઘડાવવા પડતા નથી, રહેવા માટે શાશ્વતા આવાસો છે, છતા તેમને તૃષ્ણા એટલી બધી હોય છે કે તેઓ પોતાથી ઊચી ઋદ્ધિવાળા દેવને જોઈને સળગી જાય છે જ્ઞાનીઓ કહે છે કે આ તૃષ્ણા ભયકર છે

એમ છતા તમારી તૃષ્ણા ઓછી થતી નથી તમે દસ હજારનો ચેક લઈને બેકમા જાવ ને પૂછો કે આના કેટલા રૂપિયા આવશે ? તો જવાબ મળશે કે દસ હજારનો આ ચેક છે, એટલે તમને પૂરા દસ હજાર મળશે પણ તમે કહો કે મારે તો એક લાખ જોઈએ, તો મળશે ખરા ? તેમ તમારા પ્રારબ્ધમા જેટલુ છે તેટલુ જ મળવાનુ છે ગમે તેટલા કાવાદાવા કરશો, તોય વધારે મળવાનુ નથી તમારા

પુણ્યે તમને મનુષ્ય બનાવ્યા. એ જ પુણ્ય તમને ખાવાપીવાનું નહીં આપે ? તમે જન્મ્યા તે પહેલાં દૂધ કોણે તૈયાર કર્યું ? તમારાં આખાં કોણે તૈયાર કરાવ્યાં ? માટે સંતોષ રાખો. સંતોષ વિના સિદ્ધિ નથી.

એક માણસે અઢાર રૂપિયાની ગાય લીધી. તેને કાપીને તેનું માંસ વેચ્યું તો તેને પાંત્રીસ રૂપિયા મળ્યા. ગાયના વધથી નફો મળ્યો પણ જે પાંત્રીસ રૂપિયા મળ્યા તે તો તેના ભાગ્યમાં નક્કી થયેલા જ હતા. અને ગાયના વધના પાપથી ભવિષ્યમાં નરક મળશે એ નફામાં ! સરકારની આંખો આંજીને ભલે ચોપડા કરો, પણ જિનાં ચોરે મૂકીને ભલા ચોરે ઉરે ! ચોરીનું ધન ચાંડાલને ત્યાં જાય. ચોરી કરનાર કોઈ દિવસ ઊંચો આવ્યો નથી. કબૂતર ચોરી કરવા જતાં નથી, તો તેને ખાઈ નાખનારા ઘણા મળી રહે છે. એક માણસ ચોરી કરતાં પકડાય, તો તેની જિંદગીભરની શાખ ચાલી જાય છે. જેનું દિલ સાફ હોય, તેને રોટલો મળ્યા વિના રહે જ નહીં. ભગવાન કહે છે કે તમે જ ભોગ લઈને આવ્યા છો. તૃષ્ણા રાખશો તોપણ પ્રારબ્ધમાં લખાયું છે તેથી વધારે મળશે જ નહીં. બરણીનો લોટો લઈને ભરવાડને ત્યાં જઈને કહો કે આમાં નવશેર દૂધ ભરી દે તો એ કેવી રીતે આપશે ! જ્યાં તમારાં પુણ્ય જ બશેરનાં છે ત્યાં નવશેર ક્યાંથી મળશે !

ભોજન ઉપરાંત ખાનારને અજીર્ણ થયા પછી ઊલટી ન થાય કે ઝાડો ન થાય ત્યાંસુધી તેને ઊંચાનીચા થવું પડે છે. જેવી પેટની સ્થિતિ છે તેવી જ સ્થિતિ પેટીની છે. એ પેટી ધનથી ખીચોખીચ ભરી હોય તો ચોરની નજર પહેલી પડે. કોઈ મિત્ર બનીને આવે, ને છેતરી જાય. પેટની માફક એ પેટીનું પણ વિરેચન કરવામાં આવે તો જ એ ધનની સાર્થકતા છે. આવા તો કેટલાય કરોડપતિઓની પીડાની કરો ત્યાં ગઈ ન કરો. ચાલ્યા ગયા !

જિનદત્ત શેઠના પુત્ર સાગરદત્ત સાગરદત્ત શ્રીમંત કરોડ રૂપિયા પર દૃષ્ટિ રાખી અને તે ગુણમાલિકા ની રૂપવતી પત્ની મેળવીને પરણ્યાઈ

બન્યો, પણ પહેલી રાતે જ એને ચિતામા મૂકી દીધો સુકુમાલિકા સાગરદત્તની બીજી શય્યામા આવી, પણ એના સ્પર્શના તાપથી ગભરાતો સાગરદત્ત ત્યાથી ભાગી છૂટચો

સવારના પહોરમા જિનદત્ત શેઠ દાતણ કરતા હતા, ત્યા સાગરદત્તે પિતાના ઘરમા પ્રવેશ કર્યો શેઠે વિચાર્યું કે અત્યારમા સાગરદત્ત ઘેર કેમ આવતો ગયો હશે? પણ દાતણ કરી લીધા પછી પૂછવાનુ નક્કી કરીને તેઓ દાતણ કરવા લાગ્યા

અહી સુકુમાલિકા અને સાગરદત્તના માટે દાતણ, પાણીના લોટા અને ટુવાલ વગેરે લઈને દાસી ઉપર આવી સુકુમાલિકા ક્યારની જાગી ઊઠી હતી તેણે બન્ને પથારીઓમા જોયુ, પણ પોતાનો પતિ જોવામા આવ્યો નહી આથી રડી રડીને તેની આખો લાલ બની ગઈ હતી

સુકુમાલિકાને રડતી જોઈને દાસી એકદમ નીચે આવી અને તેણે બધી વાત કરી પુત્રીને રડતી જોઈને સાગરદત્ત શ્રેષ્ઠી એકદમ ઉપર આવ્યો અને તેણે પૂછ્યુ, 'બેટી, કેમ રડે છે? તમારે કાઈ બોલચાલ થઈ હતી?'

સુકુમાલિકા બોલી, 'ના પિતાજી, હુ કાઈ જાણતી નથી, પણ એટલુ જાણુ છુ કે તેઓ મને છોડીને ચાલ્યા ગયા છે'

વાટડી જોઈને નૈન ઝખાયા, હૈયુ અધીરુ થાય,
ઝૂરી ઝૂરી મારી ડોક દુખે ને જીવ માનો મૂઝાય,
ધીરે ધીરે પધારો નાથ

શ્રેષ્ઠીને થયુ કે 'આમા જમાઈનો જ વાક છે, માટે હમણા જ તેને ઘેર જઈને તેની ખબર લઈ નાખુ ઘરજમાઈ રહેવાનુ કબૂલ કરીને એણે મારી પુત્રીનુ જીવન ઝેર બનાવી દીધુ' આમ કહીને એ જિનદત્ત શેઠને ઘેર આવ્યો

અહી પિતા અને પુત્ર બન્ને વાતો કરી રહ્યા હતા સક્ષેપમા હાથેવાળા વખતની વાત કરીને પુત્રે પિતાને કહ્યુ, 'હુ હવે સાગરદત્ત

શેઠીને ત્યાં કદાપિ જઈશ નહીં. તમે મને કહો તો આ છરી પેટમાં મારીને પ્રાણ આપી દઉં. તમે કહો તો અગ્નિ બાળીને આત્મઘાત કરું. તમે દેશવટો આપો તો આ ઘર છોડીને ચાલ્યો જાઉં. તમે આજ્ઞા કરો તો ધગધગતા અંગારા પર પગ મૂકીને ચાલું. તમે કહો તો દીક્ષા લઈ લઉં. પણ સુકુમાલિકાનો સ્પર્શ કરીને મારે મારા શરીરને સળગાવી મૂકવું નથી.

સાગરદત્ત નામના જમાઈની આ વાત સાગરદત્ત શેઠીએ—સસરાએ સાંભળી. શેઠીએ વિચાર કર્યો કે આમાં જમાઈનો વાંક નથી. પુત્રીના ભાગ્યનો જ આ દોષ છે. આથી જમાઈ હવે મારે ઘેર પણ આવશે નહીં એમ વિચારી તે વગરબોલ્યે ત્યાંથી પોતાના ઘર તરફ રવાના થયો.

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૬૭

(બુધવાર તા. ૧૧-[illegible])

અહીં નામે સિદ્ધાન્ત પ્રરૂપણા. ત્રણે કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે.

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે. લગ્નની પહેલી જ રાત્રિએ સુકુમાલિકાનો સંસાર ખારો બની ગયો. સાગરદત્ત શેઠીએ નક્કી કર્યું કે પુત્રીને કોઈ એવો રોગ હશે કે જેનાથી હવે જિનદત્ત શેઠનો પુત્ર તો તેને પત્ની તરીકે સ્વીકારશે નહીં. ઘેર આવીને તેણે પુત્રીને આશ્વાસન આપ્યું. એમ છતાં સુકુમાલિકાની વ્યગ્રતા મટી શકી નહીં. ભોગના ભિખારીઓ જે વિષયની વાંછના કરતા હોય છે તે સિવાયનાં અન્ય સુખસાધનો પણ તેમને સુખ આપી શકતાં નથી. કરોડોની સંપત્તિ સાધનામાં ઉછરેલી સુકુમાલિકાને પણ સુંદર વસ્ત્રો, દાસદાસીઓ આદિ સુખશાન્તિ આપી શક્યાં નહીં. એ તો ભોગમાત્ર પતિસુખની પાછળ જ પાગલ બની ગઈ.

પ્રરૂપણાના જેવું કોઈ પાપ નથી. ને સૂત્રની યથાર્થ પ્રરૂપણાના જેવો કોઈ ધર્મ નથી. વૃક્ષ કહે છે કે મારે હવે કોઈ ડાળી શાખા પાન કે મૂળની જરૂર નથી, કારણ કે હવે મારામાં સુવાસ આવી ગઈ છે હું સંપૂર્ણ રીતે ખીલી ચૂક્યો છું તો એ કેમ ચાલશે? કોઈ એમ માને કે મને હવે અધિકારીઓ વકીલો બેરિસ્ટરો અને ડૉક્ટરો માને છે અને ગરજમાં પડે છે માટે હવે મારે સૂત્રસિદ્ધાન્તની કોઈ જરૂર નથી તો એ પોતાની જાતને અને તેને માનનારાઓને ઊંધે રસ્તે દોરી જાય છે. સૂત્રનો સ્વાધ્યાય કરનારને અભિમાન ગર્વ કરવા પાલવ નથી. આત્માને મોક્ષમાર્ગી બનાવવાના સિદ્ધાન્તો એ સૂત્રમાં વર્ણવ્યાં છે પણ ઇન્દ્રિયાધીન સુખને માનનારાઓ સૂત્ર તરફ ઉદાસીન રહે છે.

તમે કહો છો કે અમારાથી સ્વાધ્યાય થતો નથી અમારાથી થોડુંક પણ ચલાતું નથી અને અમુક પ્રકારનાં તપ વગેરે થઈ શકતાં નથી. પણ આ તો તમે ભારદાનને પંપાળીને આસને ફેંકી દેવા જેવી વાત કરો છો. તમને તમારા ભારદાન-શરીરની કિમ્મત વધારે છે અને અંદર બેઠા આત્માની કિમ્મત નથી. તમે પુદ્ગલની પાછળ પગ ઘસી નાખો છો ને તેની પાછળ નીચું જોઈને દોટ મૂકી રહ્યા છો. પણ તમારી આ માન્યતા તરફથી તમારે પાછા ફરવું જોઈએ.

દૃષ્ટાન્ત—રસ્તે ચાલતા એક માણસને એક રૂપિયાની નોટ મળી, એ ખુશ થઈ ખે ગયો. આગળ ચાલતાં તેણે એક રૂપિયાની લૉટરીની ટિકિટ ખરીદી. વળી ઇનામમાં તેને દસ હજાર રૂપિયા મળ્યા અને માણસના સારા કર્માં કરતા તેના પાંચ લાખ થઈ ગયા! પછી તો એના કુટુંબનો પાર જ ન રહ્યો. બંગલો મોટર, રેડિયો ફર્નિચર બધું આવી ગયું અને પૈસા વધતાં વધતાં દસ લાખ થઈ ગયા! હવે એ લાખ્ખનીના પૂતળી જેમ ઉછળવા માંડ્યો. થોડા વખત પછી દુઃખ પસારી ગયું ન આબરૂદારીના પૂર ઓસરવા લાગ્યાં! દસ લાખમાંથી થઈને

જ્યા પાચ લાખ થઈ ગયા ત્યા તો એ માથુ પછાડવા લાગ્યો જ્યારે એક લાખમાથી પાચ લાખ થયા ત્યારે એના આનદનો પાર ન હતો, હવે દશ લાખ થયા પછી ઘટીને પાચ લાખ થયા તો એનો શોક સાગર છલકી ઊઠ્યો! જ્યારે મૂળમા એક રૂપિયો પણ ન હતો ત્યારે પણ તેને આટલો શોક ન હતો આજે આ શોક ક્યાથી આવી પડ્યો? માટે સુખ અને દુ ખ એ કલ્પનાની વસ્તુઓ છે આવી નાની સરખી ભૂલ પણ તમને સમજાતી નથી આ ભૂલ તમને આર્ત અને રૌદ્ર ધ્યાન કરાવીને ભવિષ્યમા ભૂલા પાડવાની છે પ્રારબ્ધને આધીન પૈસો આવે ને જાય, પણ તમારા સુખદુ ખને પૈસા જેવી જડ વસ્તુની સાથે સાકળી દેવા એ હિમાલય જેવી ગભીર ભૂલ છે અતે તો જે કાઈ હોય એ પણ છોડીને જવાનુ છે નાળિયેર બધાય છે એ પણ અહી ને અહી છોડી લેશે એમા કાઈ સાથે લઈને જવાતુ નથી

કેટલાક લોકો આનદ મેળવવા માટે યુરોપ, અમેરિકા, સ્વીટ્ઝરલેડ, જર્મની, જાપાન આદિ દેશોમા જાય છે કોઈ કોઈ વાર તો ત્યાથી દુ ખના પોટલા બાધીને જ પાછા ફરે છે એથી પણ અનતા સુખોનો ભડાર આત્મામા છે જડ વસ્તુમા સુખ છે જ નહી ભગવાન કહે છે કે ચેતનમાથી ચૈતન્ય મળે છે ને જડમાથી જડતા મળે છે આત્મા ચેતન છે, એ સિવાયના તમામ પદાર્થો જડ છે

જડ પાસેથી ચેતન માગે, તુ મને કઈક દે,
નરસૈયાનો સ્વામી કહે, તારી એક ફૂટી કે બે

જડની પાછળ અનેક જિદગીઓ ખર્ચી નાખશો તોય સાચો હીરો હાથમા આવશે નહી ધન, પુત્ર–પરિવાર, સત્તા આદિથી સુખ મળશે એવી જો તમારી કલ્પના હોય તો એ કલ્પના ઉપર કાતર મૂકી દેજો રમકડાને ચાવી આપો એટલે એ દોડવા માડે, પણ ચાવી પૂરી થયા બાદ એ ચાલી શકતુ નથી પરતુ તમે ચૈતન્યની શક્તિ તો જુઓ રેલવેના પાટા પર એક નાનો કથવો ચાલ્યો જતો હોય અને ગાડી

આવવાનો અવાજ સાંભળીને એ તરત નીચે ઊતરી જાય છે ત્યારે પાટા પરથી ઝપાટી પડેલું એન્જિન એની મેળે પાટા પર આવી શકતું નથી ! ।

પ્રાંગમાનો રામમૂર્તિ રાજા એવો હતો કે બ્રિટીના લાલ સિપાહીની વચ્ચેથી પોતાને હાથે જ પથ્થર ખેંચી શકે. મોટા મોટા હાથીઓ પણ જેની અંકરી ન ખેંચી શકે તેવા સિપાઈમાંથી પોતાને હાથે પથ્થર ખેંચી લેવો એ ઓછા બળની વાત ગણાય ! એવી જ રીતે તમે છાતી પર મોટર ચલાવતા અને પથ્થર ભાંગતા તો જોયા હશે, પણ આ તો શરીર બળની વાત થઈ હવે જરા આત્માના બળની વાત સમજો.

પાંચસો હાથીના બળ જેટલું બળ એક સિંહમાં હોય છે એવા પાંચસો સિંહનું બળ એક અષ્ટાપદમાં અને એવા દસ હજાર અષ્ટાપદ બરાબર એક બળદેવ, બે બળદેવ બરાબર એક વાસુદેવ બે વાસુદેવ બરાબર એક ચક્રવર્તી એક કરોડ ચક્રવર્તી બરાબર એક દેવ, કરોડ દેવતાઓ બરાબર એક ઇન્દ્ર અને એવા ત્રણ લોકના ઇન્દ્ર ભગવાનોનું બળ ભેગું કરો તેટલું બળ એક તીર્થંકરની ટચલી આંગળીમાં હોય છે આ છે આત્માનું અમોઘ બળ ! જીવનાં લક્ષણો દર્શાવતાં ભગવાન કહે છે કે—

नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।
वीरियं उवओगो य एयं जीवस्स लक्खणं ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર, અ. ૨૮ ગા. ૧૧

જ્ઞાન દર્શન, ચારિત્ર તપ, વીર્ય અને ઉપયોગ એ જીવનાં લક્ષણો છે ત્યારે પુદ્ગલનાં લક્ષણો દર્શાવતાં કહે છે કે—

सद्दंधयारउज्जोओ, पहा छायातवो इ वा।
वण्णरसगन्धफासा पुग्गलाणं तु लक्खणं ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨૮ ગા. ૧૨

શબ્દ, અંધકાર, ઉદ્યોત પ્રભા છાયા આતપ, વર્ણ રસ ગંધ અને સ્પર્શ એ પુદ્ગલનાં લક્ષણો છે ત્યારે જીવનાં લક્ષણો આ પ્રમાણે છે—

एगत्तं च पुहुत्तं च, संखा संठाणमेव च ।
संजोगा य विभागा य पज्जवाणं तु लक्खणं ॥
—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૨૮, ગા ૧૩

એકત્વ, પૃથક્ત્વ, સખ્યા, આકૃતિ, સજોગ અને વિભાગ એ પર્યાયના લક્ષણો છે

માટે હવે તો જડની ઉપાસના છોડીને ચેતનના પૂજારી બનો અરિહત, સિદ્ધ, સાધુ, તપસ્વી આદિના ગુણગાન કરે તોય તીર્થંકર ગોત્ર બધાય, ત્યારે મિથ્યાત્વી જીવો માટીની ગોરને પણ પગે લાગે ! જેમા વિશેષ ગુણ હોય તે ગુણવિહોણાને પગે શા માટે લાગે? તમારુ દર્શન તમને સમજાવે છે કે તમારા પુણ્યનો ઉદય હોય તો દેવતાઓ સામેથી તમારા બનવા આવે ! એક માણસ મરી જાય ને આખો દેશ હાહાકાર કરી ઊઠે ને એક માણસ મરી જાય ને એનો સગો ભાઈ પણ સ્મશાને ન જાય—આ પુણ્ય ને પાપના ઉદયનુ પરિણામ છે ત્યારે તમને થોડુક દુખ પડે ને બીજાનો ઓરતો કરવા લાગી જાવ છો ! શા માટે? તમારા જ કર્મનુ ફળ છે એટલુ સમજી જાવ, તોપણ બેડો પાર થઈ જાય. અત્યાર સુધી તમને રખડાવનાર અને આ ભવમા દુખ આપનાર તમારા જ કરેલા કર્મ છે જેને દુખમા મૂકનાર તરીકે તમે માનો છો એ તો નિમિત્ત જ છે આ કર્મના ભુક્કા ઉડાવવા માટે જો તમે બે વખત ભાવપૂર્વક પ્રતિક્રમણ કરો, સુપાત્રે દાન આપો અને સાધુ, તપસ્વી વૃદ્ધ આદિની યથાશક્તિ સેવા કરો, તોપણ તીર્થંકર ગોત્ર બધાય અનતશક્તિમાન તીર્થંકર તમે પણ બની શકો છો

પૃથ્વી વિના પગ મૂકવો, વાટ વગરનો દીવો,
જે ઘેર જઈને ઊપજવુ તે ઘેર જીવતા જુઓ

આવા સિદ્ધો એક ક્ષણમાત્રમા સિદ્ધક્ષેત્રમા પહોચી જાય છે આ શક્તિ વિશુદ્ધ આત્માની છે, પણ તમે તો એક પેડા માટે રત્ન આપી દ્યો છો જડને ખાતર ચેતનની હત્યા થઈ ન જાય તેનો ખ્યાલ રાખો.

લાગ્યો આથી હંસની ઉડ્ડયનશક્તિ હણાઈ ગઈ। જેઓ સિદ્ધાન્તોથી જ આગળ આવ્યા અને હવે સિદ્ધાન્તના વચનરૂપી પાખને કાપે છે તે ઉંદરના જેવા કૃતઘ્ની છે એવાના સંગમાં પડશો નહીં, કારણ કે—

ડાહ્યા ડાહ્યાના આ કળજુગમાં ઊતરી ગયા છે પાણી,
જગતમાં સુણજો સતની વાણી
જડ ને ચેતન બન્ને દ્રવ્યો, ચેતનની કિંમત ખરી જાણી જગતમાં૦

ભગવાન મહાવીરનો અહિંસામય ધર્મ છોડી દઈ પાખંડીઓનો સંગ કરશો નહીં આ કળિયુગમાં ધર્મના બહાના હેઠળ કંઈક એવા પાક્યા છે કે વીતરાગના સૂત્રો ઉથલાવી, ઉત્સૂત્રપ્રરૂપણા કરી, ભોળા જીવોને ફસાવી, નવા વાડા પંથો કે સંપ્રદાયો વધારી, આત્માને અધોગતિના પંથે ધકેલી રહ્યા છે તેવાથી ચેતજો જેણે ચૈતન્ય તત્ત્વને જાણ્યુ-પિછાણ્યુ તેને જડની કિંમત કેમ હોય? એ જડવાદમાં પલટાય નહીં. એ તો ગતને દિવસ આત્માના જ અને જેનો સ્વભાવ પ્રગટી ચૂક્યો છે તેવા મહાપુરુષના જ ગાણા ગાય ગોવાલિકા સાધ્વીજી સતીશિરોમણિ અને મહાન પવિત્ર છે તે ત્યાં પધાર્યાં છે હવે શું બનશે તે અધિકાર અવસરે કહેવાશે

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૭૨

(મંગળવાર, તા ૧૭-૯-૫૩)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ગોવાલિકા સાધ્વીજી આત્માર્થી હતા સાધુઓની દિવસની અને રાત્રિની ચર્યા બતાવતા ભગવાન કહે છે કે દિવસને પહેલે પ્રહરે સ્વાધ્યાય, બીજે

ધ્યાન, ત્રીજે ભિક્ષા અને ચોથે પ્રહરે સ્વાધ્યાય. રાત્રિના પહેલે પ્રહરે સ્વાધ્યાય બીજે ધ્યાન ત્રીજે નિદ્રા અને ચોથે પ્રહરે સ્વાધ્યાય. આમ આઠેય પ્રહરમાંના એકમાં ભિક્ષા અને એકમાં નિદ્રા એમ બે પ્રહરને છોડીને ૭ પ્રહર ધ્યાન અને સ્વાધ્યાયમાં જ ગાળવા જોઈએ. સાધુઓનાં પાંચ મહાવ્રત છે અને શ્રાવકોનાં બાર વ્રત છે પરન્તુ અનંતકાળ વહી ગયા છતાં જીવે પોતાના ઘર તરફ દૃષ્ટિ કરી નથી.

અનંતકાળથી આથડ્યો વિના ભાન ભગવાન,
સેવ્યા નહીં ગુરુ-સંતને, મૂક્યું નહીં અભિમાન.

આત્માને કર્મનો સંયોગ પહેલાં ક્યારે થયો તેની આદિ નીકળી શકતી નથી. પણ ભવ્ય જીવોના કર્મનો અંત જરૂર છે ત્યારે અભવ્ય જીવોના કર્મની આદિ પણ નથી ને અંત પણ નથી. તેથી તેનો મોક્ષ નથી. ભવ્યમાં પણ દુરભવ્ય અને નિકટભવ્ય એવા બે પ્રકારો છે તેમાં દુરભવ્ય જીવો તો એશઆરામ અને સંસારમાં પડ્યા-પાથર્યા રહે છે પણ નિકટભવ્ય જીવને ત્રણ, સાત કે પંદર ભવે પણ મુક્ત થવાનું છે આવા જીવોની ધર્મમાં દૃષ્ટિ થાય છે. કર્મરહિત દશા તે મોક્ષ છે અને કર્મસહિત દશા તે સંસાર છે. તમારા પુત્રને કોઈ અકર્મી કહે તો એથી તમે ક્રોધ કરો છો પણ અકર્મી થવું સહેલું નથી. કર્મરહિત-અકર્મી થવા માટે સિદ્ધોએ અને તીર્થંકરોએ બહુ પ્રયાસો કર્યો છે.

સ્વાધ્યાય અને ધ્યાન એ બન્ને કર્મની નિર્જરા કરનાર છે વાંચવાથી સમજ ન પડે તો તેને ગુરુજનો પાસે પૂછવાનું છે. આત્મદ્રવ્ય અને તેના ગુણ મન બુદ્ધિ પકડી શકે નહીં. સાકર અને મીઠાશની જેમ દ્રવ્ય અને ગુણનો અભેદ છે. ગુણ અને પર્યાયના સમૂહને દ્રવ્ય કહેવાય. એ ત્રણેય જગમાં છે. અવસ્થાન્તર થવું એનું નામ પર્યાય છે. **સત્ દ્રવ્યલક્ષણમ્** —દ્રવ્યનું લક્ષણ સત્ છે ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય એ ત્રણે તેની પર્યાયો છે આ ત્રિપદી ભગવાને ગૌતમને આપી હતી. પૂર્વ-

પર્યાયનો નાશ થાય છે, ઉત્તરપર્યાય ઉત્પન્ન થાય છે, અને ધ્રુવપણે ટકી રહ્યો એ આત્મા છે

અવતરે, મરે છે તે જ ધ્રુવતા ધરે છે,
સ્યાદ્વાદ રૂપ આ સસાર છે,
હજારવાર વિષમવૃત્તિકારને ધિક્કાર છે

એકનુ ટળવુ, એકનુ આવવુ અને આત્મા એનો ધ્રુવપણે સાક્ષી છે આ બધુ જેમા થાય તે સત્ છે જ્યારે પર્યાયનો સ્વભાવ પરિવર્તનનો છે, ત્યારે તેમા ખેદ શા માટે ? શરીરના ધર્મો આ પ્રમાણે છે—

**पुव्वंपेतं पच्छापेतं भिउरधम्मं विद्धंसणधम्मं अधुवं अणितियं असासयं चयावचयइयं विप्परिणामधम्मं ॥**

આચારગસૂત્ર, ૧ ૫ ૨.

શરીર અધ્રુવ, અશાશ્વત, વિધ્વસન ધર્મવાળુ છે શરીર વિનાશી છે, અનિત્ય છે, ત્યારે આત્મા અવિનાશી અને નિત્ય છે

ગોવાલિકા સાધ્વી સકામનિર્જરા કરનારા હતા સર્વપ્રથમ તમે બધના કારણોને તજો, પછી જે ભાવો તમને બધકર્તા છે તે ભાવોને છોડો તેમ નહી કરો તો આર્તધ્યાન થઈ જશે આ ભોગો મને મળતા જ રહે એવા વિચારોને આર્તધ્યાન કહે છે આર્ત અને રૌદ્ર એ બન્ને ધ્યાનો સસારમા રઝળાવનારા છે, પણ મિથ્યાત્વી જીવો શુક્લધ્યાન કે ધર્મધ્યાન કરી શકતા નથી આઠમે ગુણસ્થાનેથી શુક્લ-ધ્યાનની શરૂઆત થાય સાતમા ગુણસ્થાનમા એકલુ ધર્મધ્યાન જ છે. આઠમા ગુણસ્થાનથી ઉપશમશ્રેણી અને ક્ષપકશ્રેણી મડાય છે ઉપશમ એટલે ભારેલો અગ્નિ અને ક્ષપક એટલે ઠારેલો અગ્નિ તેમા ઉપશમ-શ્રેણીવાળો અગિયારમે ગુણસ્થાનેથી પાછો ફરે છે, ત્યારે ક્ષપકશ્રેણીવાળો નવમે–દશમે થઈ અગિયારમાને છોડી દઈને સીધો બારમા ગુણસ્થાનમા પ્રવેશે છે ત્યા અતર્મુહૂર્ત કાળ રહે છેલ્લે સમયે કેવળજ્યોતિ પ્રગટે એટલે તેરમે જાય, ત્યાથી ચૌદમે અને ત્યાથી સિદ્ધમા જાય

अप्पा कत्ता विकत्ता य दुहाण य सुहाण य।
अप्पा मित्तममित्तं च दुप्पट्ठिय सुपट्ठिओ॥

—ઉત્તરાધ્યયનસૂત્ર અ. ૨ ગા. ૩૭

આત્મા કર્તા પણ છે ને ભોક્તા પણ છે. નરકમાં અને મોક્ષમાં પણ આત્મા જ જાય છે. આત્મા મિત્ર પણ છે ને શત્રુ પણ છે. પોતાના જ વિચારોથી પોતાને રખડપટ્ટી કરવી રહે છે. માટે સ્વાધ્યાય અને ધ્યાનમાં રત રહો. વિચારોનો નિરોધ કરીને જ સ્વાધ્યાય અને ધ્યાન કરવું જોઈએ. સામાયિકમાં તમારું ધ્યાન ક્યાં રહે છે? ખરું! તમે પહેલે પણ કરેલું સામાયિક અને આજનું એવા દિવસનું સામાયિક એ બંને સામાયિકોમાં કાંઈ ફેર દેખાય છે તમને? તમારાં ભણતર અને ગણતર સાચાં છે કે કાચાં છે એને નિત્ય સંભાળતા રહેજો.

ધ્યાનમાં ચિત્તકેન્દ્રતા (એકાગ્રતા) અને ચિત્તની સ્વસ્થતા એ બન્ને તમારામાં છે. તેમાં તો ઉપયોગ એ ધર્મ છે. માટે જે કાંઈ કરો તે ઉપયોગપૂર્વક કરો તો જ એ તમારું બની રહે. બાકી એટલું તમારું નથી. પણ એટલું જ તમારું છે.

ગોવાલિયા સાધ્વીજી મહારાજ સાધ્વીઓને સમજાવતાં કહે, ભગવાન કહે છે કે સાધુએ ગૃહસ્થના પરિચય પણ સેવો નહીં. કારણ કે એ આત્મા સંસારરૂપ અગ્નિથી છૂટ્યો છે, હવે જો એ ગૃહસ્થોનો પરિચય કરીશ, તો—

गिहिसंथवं न कुज्जा कुज्जा साहूहिं संथवं।

સંસારીનો સંગ કરીશ નહીં પણ જ્ઞાનીઓનો અને સાધુનો સંગ કરજે. કલ્યાણમંદિરમાં કહ્યું છે કે—

आस्तामचिन्त्यमहिमा जिनसंस्तवस्ते
नामाऽपि पाति भवतो भवतो जगन्ति।
तीव्राऽऽतपोपहतपान्थजनान्निदाघे,
प्रीणाति पद्मसरसः सरसोऽनिलोऽपि॥

—કલ્યાણમંદિરસ્તોત્ર શ્લો. ૭

અર્થાત્ જેમ ગરમીની ઋતુમા સૂર્યના પ્રચડ તાપથી પીડાતા મનુષ્યોને પદ્મસરોવરના પાણીની વાત તો દૂર રહી, પરન્તુ તેનો સરસ શીતલ અને સુગધિત પવન પણ આનદિત કરી દે છે, તેમ જિનેશ્વરનુ નામ જ જીવોનુ ભવભ્રમણ દૂર કરી દે છે

જેમ બાર વર્ષથી ગુમ થયેલો છોકરો તમને અચાનક તાર કરે કે હુ આવતી કાલે એક લાખ રૂપિયા કમાઈને આવુ છુ, તો તમે કેટલા પ્રસન્ન થઈ જાવ! જે છોકરાની શોધ કરતા પણ પત્તો લાગ્યો ન હતો, એ મરી ગયો છે કે જીવતો છે એ નક્કી ન હતુ, એ છોકરાનો તાર આવે ત્યારે તેના માતાપિતાના હર્ષાશ્રુ છલકાવા માડે છે આ આનદ કરતા પણ અધિક આનદ સતના સમાગમમા છે જ્યારે સતના સમાગમમા આવે, ત્યારે તેનો મોક્ષનો માર્ગ સરળ બને અનાદિની ઊધી પરિણતિને સીધી કરનાર સતસમાગમ છે

ગોવાળિકા સાધ્વીજી સસારીનો સગ કરતા નથી, ગૃહસ્થના પરિચયથી દૂર રહે છે સાધ્વીઓ પણ તેમની આજ્ઞામા અધ્યયન, ધ્યાન અને તપ કરે છે શિષ્યાઓને મન ગુરુની આજ્ઞા એ જ પ્રભુની આજ્ઞા છે

બૃહત્કલ્પમા લખ્યુ છે કે સાધુએ સાધ્વીઓના ઉપાશ્રયમા કે સાધ્વીએ સાધુઓના ઉપાશ્રયમા વ્યાખ્યાન અને વાચણી સિવાય જવુ નહી, બેસવુ કે સુવુ નહી, અશન, પાન, ખાદિમ કે સ્વાદિમ આહારપાણી-આદિ કરવા નહી ત્યા કાઉસગ્ગ પણ ન કરાય અને ધ્યાન પણ ન ધરાય સાધુએ અને સાધ્વીએ જ્યાસુધી શરીર ચાલે ત્યાસુધી પોતાનો શ્રમ પોતે જ ઉઠાવવો જોઈએ શરીર ન ચાલે ત્યારે શિષ્યવર્ગ સેવા કરે તેમા પણ સાધુની સેવા સાધ્વી ન કરે અને સાધ્વીની સેવા સાધુ ન ન કરે સયમભગને કોઈપણ અવકાશ ન આપે

દૃષ્ટાન્ત—નદરાજાએ ધર્મની દેશના સાભળી અને તેને તીવ્ર-વૈરાગ્ય આવી ગયો, પરન્તુ રાજ્યની સુવ્યવસ્થા કર્યા પછી દીક્ષા લેવાનો વિચાર કરતો હતો તેવામા જ અકસ્માત્ તેનુ મૃત્યુ થયુ દીક્ષાનો

વિચાર કરતાં કેક છૂટશો તેથી તેને દેવનું શરીર મળ્યું છતાં વૈરાગ્ય ભાવની વૃત્તિના કારણે એ ઋદ્ધિમાં લેપાયો નહીં દેવના ભવમાં ન રહેતાં વિચાર કરવા લાગ્યો કે હું તો મનુષ્યભવમાં દીક્ષા લઈ શક્યો નહીં પરન્તુ મારી રાણીને જો કોઈ સુપાત્ર સાધ્વીનો સમાગમ મળી જાય તો સારું પણ એવાં સુપાત્ર સાધ્વીજી ક્યાં મળે! આથી તેણે પોતાની ઋદ્ધિના ઉપયોગદ્વારા એક સાધ્વીનું રૂપ લીધું અને આકાશે એક સાધુના ઉપાશ્રયમાં તેણે પ્રવેશ કર્યો. સાધુઓ સ્વાધ્યાય કરતા હતા ત્યાં કોઈ અજ્ઞાત સાધ્વીજીને આવતાં જોઈ મુનિએ પ્રકાર કર્યો: અત્યારે આકાશે કેમ આવવાનું થયું છે! દેવરૂપી સાધ્વીજીએ કહ્યું: મારે પાઠ શીખવો છે. મુનિએ કહ્યું: પાઠ શીખવાનો આ સમય નથી માટે તમે બહાર નીકળી જાવ. સાધ્વીએ કહ્યું: હું પણ શરીરે વૃદ્ધ છું અને આપ પણ અવસ્થામાં વૃદ્ધ છો તો શો વાંધો છે! મારે પાઠ જોઈએ છે.

પરન્તુ મુનિએ કહ્યું: નિયમનો ભંગ કરીને આકાશે તમે આવો છો એ ઠીક થયું નથી. જો તમે પાછાં નહીં ફરો તો અમે બધા સાધુઓ બહાર નીકળી જઈશું. મુનિના આવા દૃઢ નિયમથી દેવરૂપે બનેલા નદરાજના જીવને બહુ આનંદ થયો. તેણે પોતાની રાણીને એ મુનિની નિશ્રામાં વિચરતા એક વિદ્વાન સાધ્વીજીના સમાગમમાં મૂકી દીધી.

આ છે સાધુઓ અને સાધ્વીઓની અખંડ સંયમસાધના! શિથિલતાનું પહેલું પગથિયું એકાન્તમાંથી મંડાય છે. આજે સંયમધર્મ શિથિલ બનવા લાગ્યો છે. પરન્તુ સંઘના કાર્યકર્તાઓ અને મુમુક્ષુ ભાવિકોએ આવા શિથિલાચાર માટે સાવધાન બનવું પડે છે. એક જ સાધુથી કે એક જ સાધ્વીથી ભિક્ષા વહોરવા માટે પણ જવાય નહીં. નાવાબિક સાધ્વીજીની બે શિષ્યાઓ ભિક્ષા વહોરવા નીકળ્યાં છે તે ફરતા ફરતા મુસલમાન ત્યાં આવશે ને ત્યાં શું બનશે તે અવસરે.

ૐ શાન્તિ

*

# વ્યાખ્યાન : ૭૩

(બુધવાર, તા. ૧૮-૯-૬૩)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણે કાળમા સિદ્ધ થયેલી વસ્તુને **સિદ્ધાન્ત કહે છે.**

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે શ્રેષ્ઠી સાગરદત્તે પોતાની પુત્રી સુકુમાલિકાને માટે એક દાનશાળા બંધાવી આપી તેમા અનેક અભ્યાગત, સાધુ-સત, અપગ, અનાથ અને ભૂખ્યાઓને ભોજન મળવા લાગ્યુ ગોવાલિકા સાધ્વીની બે શિષ્યાઓ એકવાર આ સુકુમાલિકાના ઘેર ગોચરી માટે આવ્યા સાધુની ભિક્ષાને ગોચરી કહેવામા આવે છે ગો+ચરી=ગોચરી જેમ ગાય ઉપર ઉપરનુ ઘાસ ખાઈ જાય છે, પરન્તુ ઘાસને મૂળમાથી ઉખેડી લેતી નથી તેમ ગૃહસ્થને તકલીફ પડે તેવો આહાર સાધુથી વહોરાય નહી આહાર વહોરવામા તૃષ્ણા કે લોભ રખાય નહી, અને—

**जहा दुमस्स पुप्फेसु भमरो आवियई रसं ।**
**न य पुप्फं किलामेइ सो य पीणेई अप्पयं ॥**

—દશવૈકાલિકસૂત્ર અ ૧, ગા ૨

જેમ પુષ્પ ઉપરથી ભમરો રસને ચૂસી લે છે, પણ પુષ્પને મૂળમાથી ઉખેડી નાખતો નથી, તેવી રીતે સાધુએ ગોચરી કરવી જોઈએ 'આ ભોજન કોના માટે બનાવ્યુ છે?' વગેરે પ્રશ્નો પૂછીને વહોરી શકાય છે માદા માણસ માટે કે ગર્ભવતી માટે બનાવ્યુ હોય તે ન લેવાય, પરન્તુ તેણે ઉપયોગમા લીધા પછી વહોરી શકાય છે બાળકને-

ઉપયોગમા લેવાય નહી સાધુને નિર્દોષ દવા લેવાની છૂટ છે, પણ સદોષ દવા લઈ શકાય જ નહી સાધુનુ શરીર બીમાર પડે, તોપણ ગૃહસ્થ પાસે સેવા કરાવી શકાય નહી. દેશસ્નાન અને સર્વસ્નાન કદાપિ થાય નહી સાધુનો ત્યાગ જોઈને સસારીઓને ત્યાગનુ મન થઈ જાય એવો સાધુસાધ્વીઓનો ઉજ્જ્વળ ત્યાગ હોવો જોઈએ ગૃહસ્થને ઘેર સાધુથી બેસાય નહી જો સાધુ કોઈને ત્યા બેસે, તો ગૃહસ્થને એના કામમા અડચણ પડે વળી એ સાધુ ભીખારીઓને અતરાયરૂપ અને ક્રોધનુ કારણ બની જાય તે ઉપરાન્ત ગૃહસ્થને ત્યાના વાતાવરણથી સાધુના બ્રહ્મચર્યમા પણ ખામી પડે આવો મુનિનો માર્ગ અતિ સાકડો અને કટકના ત્યાગ જેવો છે વિહારમા સાથે લીધેલી વસ્તુનો બે ગાઉથી વધારે ઉપયોગ થઈ શકે નહી

બન્ને સાધ્વીઓ સુકુમાલિકાને ઘેર ગોચરી માટે આવ્યા સુકુમાલિકાએ આવી પવિત્ર તપોમૂર્તિ સાધ્વીઓને જોઈને હર્ષ પ્રગટ કર્યો, પોતાના ભાગ્યની પ્રશસા કરી અને અન્નપાણી વહોરાવ્યા સાધ્વીજીઓ પાછા ફરતા હતા, ત્યા સુકુમાલિકાએ કહ્યુ, 'મારે આપને કઈક વાત કરવી છે' સાધ્વીજી બોલ્યા, 'જે કહેવુ હોય તે ટૂકમા કહો' સુકુમાલિકા બોલી, 'આપને કોઈ મત્ર, તત્ર, દોરો, વશીકરણ કે એવુ કાઈ આવડતુ હોય તો મારો સાગર મને છોડીને ચાલ્યો ગયો છે તે પાછો આવે એવુ કાઈક કરી આપો'

સુકુમાલિકાના આવા વચન સાભળીને બન્ને સાધ્વીઓ કાનમા આગળીઓ નાખીને કહેવા લાગ્યા, 'તમે આવુ ન બોલો તમારી સસારની વાતો સાભળવી પણ અમને કલ્પતી નથી ત્યાગીની પાસે ત્યાગની વાત હોય, ભોગની નહી જે એવી વાતો કરે તેને સાધુ કહેવાય નહી

**जे लक्खणं च सुविणं अंगविज्जं च जे पउज्जन्ति।**
**न हु ते समणा वुच्चंति एवं आयरिएहिं अक्खायं॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૮, ગા ૧૩

અર્થાત્ સાધુ મંત્ર તંત્ર આદિ જન્તરમન્તર લક્ષણો, રેખાઓ સ્વપ્નશાસ્ત્ર કે અંગસ્ફુરણ આદિની વિદ્યા સાધુ જાણતો હોય, આકાશ અને ભૂસ્તરની વિદ્યા જાણતો હોય, છતાં સાધુથી એ કહેવાય નહીં જે કહે તે સાચો સાધુ નથી. ભોગના ભીખારીઓ સાધુઓ પાસે પણ ભોગની જ માગણી કરે છે પણ સાચો ત્યાગી કદી પણ એવી વાત સાંભળે નહીં અને ઉપકારતા નજર કે બંધ ન કરતાં આવો બતાવે નહીં. શુકનનો પરિણામ પણ હાનિકારક છે.

દૃષ્ટાન્ત—એક સાધુ મહારાજ કથા વાંચતા હતા. કથામાં રોજ એક બાઈ સાંભળવા આવતી હતી, પણ એ બાઈને રોજ ઉદાસ જોઈને એક દિવસ સાધુએ પૂછ્યું : બહેન! તમે રોજ ઉદાસ કેમ રહો છો? બાઈએ કહ્યું : મારો પતિ બાર વર્ષથી પરદેશ ગયો છે એના મને કોઈ ખબર પણ મળતા નથી. સાધુએ તેનું ભવિષ્ય જોઈને કહ્યું : આજે બાર વાગે તારો પતિ ઘોડી પર બેસીને આવશે.

બાઈ તો રાજી રાજી થતી પોતાને ઘેર ગઈ ઘરને સાફસૂફ કર્યું ઘરમાં કંસારનું ભોજન તૈયાર કર્યું. તેને સાધુ મહારાજ પર પૂર્ણ શ્રદ્ધા હતી અને ખરેખર જ્યાં બાર વાગ્યા ત્યાં બાર વર્ષે તેનો પતિ ઘોડી પર બેસીને ઘેર આવ્યો! બાઈ તો રાજી રાજી થઈ ગઈ પતિને નવડાવીને ભોજન કરવા બેસાડ્યો પણ કંસાર તૈયાર થયેલો જોઈને તેને શંકા પડી. આથી તેણે પોતાની સ્ત્રીને ધમકાવીને કહ્યું, બોલ, મારી ગેરહાજરીમાં આ કંસાર તેં કોના માટે તૈયાર કર્યો હતો? સ્ત્રીએ સાચો જવાબ આપતા કહ્યું : સ્વામીનાથ! હું તો તમારા વિના સાધુ જીવન જ જીવી રહી હતી. તેમાં સાધુ મહારાજે ભવિષ્ય જોઈ કહ્યું કે આજે તમે અવશ્ય ઘેર આવશો. આથી મેં આ ભોજન અને આ તૈયારી કરી રાખી છે.

એમ વાત છે! બાઈનો પતિ બોલ્યો. આવા ભવિષ્ય જાણનારા સાધુ મહારાજના હું પણ આવતી કાલે દર્શન કરવા જઈશ.

બીજે દિવસે બાઈનો પતિ સાધુ મહારાજ પાસે આવ્યો અને વંદન કરીને એ બોલ્યો, 'મહારાજ! મારો બાર વર્ષથી પત્તો ન હોવા છતા આપે મારી સ્ત્રીને અગાઉથી કહી દીધુ કે હુ અમુક સમયે આવીશ તો મને કૃપા કરીને એ બતાવો કે મારી સગર્ભા ઘોડીને શુ જન્મશે?' મહારાજે ભવિષ્ય જોઈને કહ્યુ, 'તારી ઘોડીને ચારેય પગે ધોળા અને કપાળમા ધોળા ચાદલાવાળો વછેરો જન્મશે' આ વાત સાભળીને રાજી રાજી થતો એ પોતાને ઘેર આવ્યો અને વિચારે ચડયો કે 'આવો રૂપાળો વછેરો તો જોવો જોઈએ સાધુ મહારાજ સાચા છે કે ખોટા એની ખાતરી પણ ત્યારે જ થાય માટે ઘોડીનુ પેટ ચીરીને અત્યારે ને અત્યારે જ ખાતરી કરી લઉ!'

પત્ની નદીએ કપડા ધોવા ગઈ હતી આ તકનો લાભ લઈને એ ભાઈએ પોતાના જ ફળિયામા ઘોડીનુ પેટ ચીર્યુ અને જેવો મહારાજે કહ્યો હતો તેવો જ આબેહૂબ મરેલો વછેરો નીકળ્યો! મૂર્ખ અને અજ્ઞાની માણસો એક સાધારણ કુતૂહલને ખાતર કેવા કેવા પાપ-કર્મ કરી નાખે છે! ખાતરી કરી લીધા પછી એ જ જમીનમા ઊંડો ખાડો ખોદીને મરેલી ઘોડી ને વછેરાને તેણે દાટી દીધા!

થોડી વાર બાદ તેની પત્ની કપડા ધોઈને આવી પતિના કપડાં પર લોહીના ડાઘ જોઈ એ ચમકી તેણે વિચાર કર્યો કે આ બધી જમીન લોહીથી કેમ ભીજાઈ હશે? ફળિયામા બાધેલી ઘોડી દેખાઈ નહી બાઈ સમજી ગઈ કે જરૂર મારા પતિએ ઘોડીને મારી નાખી છે આવા ક્રૂર અને ઘાતકી પતિની સાથે રહેવુ તેના કરતા મરવુ વધારે સારુ આમ નક્કી કરીને મેડા પર જઈને તેણે ગળે ફાસો ખાઈને શરીરનો અત આણ્યો

ઉપર ગયેલી પત્ની કલાક સુધી નીચે ન ઊતરી, એટલે પતિને થયુ કે આ હજી કેમ ન આવી? એ જ્યા મેડા પર ચડીને જોવા જાય

છે ત્યાં પત્નીને મૃત્યુ પામેલી જોઈ આથી ગભરાઈને તેણે પણ ગળે ફાંસો ખાઈને મૃત્યુને હાથે કરીને નોતરુ આપી દીધુ !

આ વાતની ખબર પેલા મુનિ મહારાજને પડી. પોતે એક બાઈને ભવિષ્ય જોઈ દીધુ તેનુ આવુ પરિણામ આવેલુ જોઈને અને ચાર ચાર પંચેન્દ્રિય જીવોના ઘાતનુ નિમિત્ત પોતાને સમજીને તેણે પણ યાવજ્જીવન સથારો કરી લીધો. જાણતા હોવા છતાં બોલવાથી કેવો અનર્થ થઈ ગયો ! માટે સાધુ–સાધ્વીઓએ આવા પ્રપંચોથી હમેશાં દૂર રહેવુ.

અહીં ગોચરી માટે આવેલા સાધ્વીજીએ કહ્યુ અમારી પાસે તો ધર્મનુ આરાધન છે ધર્મ વિના કર્મ ખપતાં નથી. સુકુમાલિકા બોલી, તો મને ધર્મનો બોધ આપો. સાધ્વીજી બોલ્યાં આ સસાર અગ્નિની જ્વાલા જેવો છે જન્મ, જરા અને મૃત્યુ વિના એનું કોઈ ફળ મળતુ નથી અને આથી વધારે સાંભળવુ હોય તો અમારા ગુરુણીજીનો લાભ લેજો. આમ કહીને બન્ને સાધ્વીજી વિદાય થયાં.

સુકુમાલિકા ગોવાલિકા સાધ્વીજી પાસે આવી. ધર્મદેશના સાંભળીને તેને વૈરાગ્યભાવ આવ્યો અને એ દીક્ષા લેવા માટે માતાપિતાની આજ્ઞા લેવા આવી. આથી માતાપિતાને ખેદભર આશ્ચર્ય થયુ પણ સાથે સાથે આનદ પણ થયો કે આ પુત્રીનો જીવ ધર્મમાં પ્રવેશ્યો એ ઘણુ સારુ થયુ તેમણે પુત્રીના ત્યાગની કસોટી કરી જોઈ પણ સુકુમાલિકાનુ ચિત્ત તો હવે સસારથી વિરક્ત જ થયુ હતુ આથી ધામધૂમપૂર્વક સુકુમાલિકાને દીક્ષા લેવાની રજા આપી.

ૐ શાન્તિ.

*

## વ્યાખ્યાન : ૭૪

(ગુરુવાર, તા ૧૯-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ગોવાલિકા સાધ્વીજી પાસેથી ધર્મદેશના સાભળીને સુકુમાલિકાએ સસારમા દુખનુ દર્શન કર્યુ તેનો આત્મા સસાર તરફ ઉદાસીન બન્યો

વિષયારસ વિષ સરીખો લાગે, ચેન પડે નહી સસારે,
જન્મમરણપદ સરખુ લાગે, આત્મપદ ચીને ત્યારે
અલખનિરજન આતમજ્યોતિ, સતો તેનુ ધ્યાન ધરો,
આ કાયાઘટ આતમ હીરો, ભૂલી કા ભવમાહિ ફરો

જેને વિષયના રસો ઝેર સમાન લાગતા હોય તે જ આત્મપદને ઓળખે છે, પણ ભોગના ભીખારીઓને આ સસારનુ પર્યટન કરવુ પડે છે બાળક નાનુ હોય ત્યારે એ પોતાની જ વિષ્ટા ચૂથે છે, પણ મોટો થયા પછી તેને અશુચિ પર ઘૃણા થાય છે પણ અજ્ઞાની જીવ ભલે ગમે તેટલો મોટો કહેવાતો હોય, છતા તેને હજી મળમૂત્ર ચૂથવા ગમે છે આ શરીરમા પણ એ જ મળમૂત્ર અને અશુચિ ભરેલ છે. શરીરમા '**जहा अंतों तहा बाहिं**' અને **जहा बाहिं तहा अंतो**'— જેવુ અદર છે તેવુ જ બહાર અને જેવુ બહાર તેવુ જ અદર છે, છતા જડના મોહમા પડી ગયેલા જીવો આત્માનો સ્વભાવ જાણતા

નથી. આ શરીર दुक्खाए, मोहाए, माराए, नरगाए, नरगतिरिक्खाए सततं मूढे धम्मं नाभिजाणति — દુઃખ, મોહ, રોગ, શોક અને વ્યાધિનું ઘર હોવા છતાં મૂઢ બનેલો જીવ ધર્મને જાણવા તત્પર થતો નથી. કામના પાંચ પ્રકાર છે (૧) શબ્દ, (૨) સ્પર્શ (૩) રૂપ (૪) રસ, અને (૫) ગંધ. આ પાંચેય વિષયોની પૂર્તિ માટે અજ્ઞાનીઓ અનેક ધમપછાડા કરે છે જેમ કે આંખનો વિષય રૂપ છે એકવાર જોવું એ આંખનો સહજ સ્વભાવ છે પણ એ ને એ રૂપ રંગને વારંવાર જોવું એ વિષય બની જાય છે આ વિષયોનો ત્યાગ કરવો જ જોઈએ અને એવા વિષય ભોગવનારનો પણ ત્યાગ કરી દેવો જોઈએ. પણ ઇન્દ્રજાળની જેમ અજ્ઞાની જીવ વિષયોમાં વારંવાર ફસાય છે તમારી વીંટીમાંથી હીરો પડી જાય તો તેને શોધવા માટે આખી શેરીની ધૂળ જોઈ નાખો છો, પણ તમારો આત્મારૂપી હીરો તમે ગુમાવ્યો છે એને ક્યારે શોધશો ? તમને જંગલમાં લૂંટારાઓ મળી જાય, તો તમને તેનો કેટલો ડર લાગે છે ? ક્રોધાદિ ઘણા લૂંટારાઓ તમારા આત્મારૂપી હીરાને લૂંટવા તમારી અંદર બેઠા છે એનો તમને ડર લાગે છે ? કોઈ જૈન સાધુને લૂંટારાઓ જંગલમાં ક્યાંય મળી જાય તો એને ભય શાનો ? લૂંટારાઓ પણ કહે છે કે જૈનના સાધુ છે ને ? ત્યારે એની પાસે ત્રણ બદામની ધાતુની વાટકી પણ નહીં હોય. જેટલો પથારો વધારે પાથરશો તેટલો લૂંટારાનો ભય વધશે. વધારે પૈસા ભેગા કરશો તો સુખેથી મરવા પણ દેશે નહીં માનવજન્મ ભવસાગરમાં ભમવા માટે નથી મળ્યો ભવનો નિવેડો લાવવા માટે છે તેથી આત્માની શુદ્ધિ આદરો.

એક ચીમની બળે છે પણ એનો પ્રકાશ આવતો નથી કારણ કે તેને ધુમાડાની મેશ લાગી ગઈ છે તમારા દિલની ચીમનીમાં વિષયના ધુમાડાની મેશ જામી ગઈ છે તેથી આત્માનો પ્રકાશ દેખાતો નથી. ગોપાલિકા સાધ્વીજીએ સુકુમાલિકાને આ પ્રકારે દેશના આપી. આથી સુકુમાલિકા ત્યાગને પંથે ચાલી. હવે એને જગત આળપંપાળભર્યો દેખાવા લાગ્યો.

જ્યારે આતમનો દીવડો જાગે, વૈભવ અળખામણા લાગે,
લાગે ખારો સંસાર, લાગે પ્યારો અણગાર,
એને સંસારત્યાગની રઢ લાગી, જાગ્યો રે આતમા આશ જાગી,
મુક્તિના અમૃતની પ્યાસ જાગી અભિલાષ જાગી

જ્યારે આત્માની જ્યોતિ જાગે છે ત્યારે તેને પૌદ્ગલિક વૈભવો ઝેર જેવા લાગે છે પતિના મૃત્યુ પછી સ્ત્રીને ધગ્ગોળુ પહેરાવવામાં આવે છે એ વસ્ત્રો અને આભૂષણો એને ગમે ખરાં? એ આભૂષણો એને આનંદ આપી શકે? એમ જે સંસારથી વિરક્ત થવા ઇચ્છે છે તેને—

**सव्वे विलवियं गीयं सव्वं नट्टं विडम्बियं।**
**सव्वे आभरणा भारा सव्वे कामा दुहावहा॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧૩, ગા ૧૬

સર્વ ગીતો—ગાયનો વિલાપ રૂપ લાગે છે, સર્વ નૃત્યો વિટંબણા-રૂપ લાગે છે તમામ આભૂષણો ભારરૂપ લાગે છે, તમામ કામનાઓ ધુમાડાના બાચકા જેવી જણાય છે દુઃખના કારણભૂત જો કોઈ હોય તો તે કામભોગ છે. સુકુમાલિકાને તેના માતાપિતાએ વૈરાગ્ય-ભાવમાં જોઈ ત્યારે ધામધૂમથી તેનો વરઘોડો કાઢ્યો આજે માતાપિતા પોતાની વહાલી પુત્રીને ગુરુચરણમાં સુપ્રત કરવા જઈ રહ્યા છે ગોવાલિકા સાધ્વીજી પાસે જઈને માતાપિતાએ કહ્યું—

કોઈ વહોરાવે અન્ન પાત્ર ને કોઈ વહોરાવે કપડાની જોડ,
હું રે વહોરાવું મારી પુત્રીને, તમે કરજો તેના જતન રે
અનુમતિ આપી માએ રોવતા

માતાપિતા કહે છે, 'કોઈ આપને વસ્ત્ર-પાત્ર વહોરાવે, પણ અમે તો અમારા સુકોમલ પુત્રીરત્નને આપના હાથમાં સોંપીએ છીએ જે અમારા હૈયાનો હાર અને આંખના રત્ન સમાન છે એવી વહાલસોયી દીકરીને આપના ચરણે ધરીએ છીએ આપ એને યત્નપૂર્વક સાચવજો.

ગુરુએ પંચમુષ્ટિ લોચની ક્રિયા કરી દીક્ષા લીધા પછી સુકુમાલિકાએ જ્ઞાનાભ્યાસ શરૂ કર્યો. ગોવાલિકા સાધ્વીજી પોતે જ જ્ઞાનનો અભ્યાસ

કરાવવા લાગ્યાં. આગળના સમયમાં ગુરુ પોતે જ શિષ્યોને જ્ઞાનાભ્યાસ કરાવતા. ઉપાધ્યાયમાં પચીસ ગુણો જોઈએ. તે વખતે બધાં સૂત્રો મુખપાઠ કરાવવામાં આવતાં. આજની લૌકિક વિદ્યામાં રાજાઓનો જન્મદિવસ યાદ કરાવવામાં આવે, પણ છોકરાના બાપનો જ જન્મદિવસ ક્યો એની પણ ખબર હોય નહીં.

સુભાવિકાએ સાધુજીવનનાં આચરણો વગેરે શીખી લીધું અને સિદ્ધાન્તનો અભ્યાસ ચાલુ કર્યો. ઈર્યાસમિતિ આદિ સમિતિ અને ગુપ્તિ વડે મન વચન અને કાયાની અશુભ પ્રવૃત્તિને રોકીને શુભ પ્રવૃત્તિ કરવી જોઈએ. મુનિઓ તો 'भासमाणो न भासेज्जा'—બોલતા છતાં ન બોલ્યા જેવા લાગે. મૌન રાખવું, વિહાર કરવાના નિયમો વગેરે સિદ્ધાન્તોનું જ્ઞાન તેણે મેળવી લીધું.

આજે તો કેટલાક સાધુઓ બીજાના લાભ માટે આત્મલાભ ગુમાવી રહ્યા છે. લાઉડસ્પીકરથી ભાષણો કરીને બીજાનો લાભ જુએ છે પણ તેમાં કેટલા અગ્નિકાયના જીવોનો આરંભ થાય છે એ વિચારતા નથી. વિહારમાં પણ હવે ડોળીની આદ જણની મહેનત બચાવવા માટે વાહનાદિનો ઉપયોગ કરવાની વાતો ચાલે છે. આ બધું સિદ્ધાન્તથી વિરુદ્ધ આચરણ છે. આવું આચરણ અક્ષમ્ય છે. જમાનો ફરે તેમ ધર્મ ફરે એમ કહેનારા ધર્મને સમજ્યા નથી.

જ્ઞાનના આઠ પ્રકાર છે: (૧) ભણવાને સમયે ભણવું જોઈએ. (૨) જ્ઞાન ભણતાં વિનય કરવો જોઈએ. ગાયને દોહતી વખતે જેમ દોહનારો ગાયને ખાણું મૂકીને, પંપાળીને અને હાથ ફેરવીને પ્રસન્ન કરે છે તેમ શિષ્યે ઉપાધ્યાયને વિનયથી પ્રસન્ન કરીને જ્ઞાન ભણવું. (૩) જ્ઞાનનું બહુમાન કરવું. (૪) જ્ઞાન ભણતાં યથાશક્તિ તપ કરવું. (૫) અર્થ તથા ગુરુને ગોપવવા નહીં. (૬) અર્થશુદ્ધ ઉચ્ચારણ કરવું. (૭) અક્ષરશુદ્ધ અધ્યયન કરવું. (૮) અર્થ તથા અક્ષરથી ઉભયશુદ્ધ અધ્યયન કરવું. સઘળી શિષ્યો આ આઠ પ્રકારે મેળવેલા જ્ઞાનથી

જ્ઞાની બને છે 'તૂટેલ તળિયાનો ઘડો ભરાયે કેમ કરી?' તળિયુ જ ફૂટેલુ હોય તો પાણી કેમ રહે? એમ અવિનીત શિષ્ય વિદ્યા ક્યાંથી પામી શકે?

**દૃષ્ટાન્ત**—પૂ ડુગરશી સ્વામી પાસે એક ડાહ્યાજી સ્વામી હતા. એક વાર અજરામરજી સ્વામી ડુગરશી સ્વામી પાસે આવ્યા તેમણે ડાહ્યાજી સ્વામીની પ્રશસા સાભળી હતી અજરામરજી સ્વામીએ સસ્કૃત પચાસ શ્લોકો આપ્યા અને તેઓ પ્રવચન આપવા પધાર્યા વ્યાખ્યાન પૂરું થયુ ત્યા તો ડાહ્યાજી સ્વામીએ શ્લોકો ગોખી લીધા અને તરત જ બોલી ગયા આનુ નામ છે જ્ઞાન વિવેકી શિષ્ય આવુ જ્ઞાન મેળવે છે શિષ્યે જ્ઞાનાભ્યાસ કરતા અનેક કષ્ટો આવે તો પણ સહન કરવા જોઈએ.

**जेण बंधं वहं घोरं, परिआवं च दारुणं।**
**सिक्खमाणा नियच्छन्ति, जुत्ता ते ललिइन्दिआ॥**
**तेऽवि तं गुरुं पूयंति, तस्स सिप्पस्स कारणा।**
**सक्कारेन्ति नमंसंति तुट्ठा निद्देसवत्तिणो॥**

—દશવૈકાલિકસૂત્ર, અ ૯, ઉ ૨, ગા ૧૪–૧૫

આ લોકની વિદ્યા માટે પણ ગુરુ શિષ્યને બાધે, ભાર ઉપડાવે, કષ્ટ આપે અને એ કષ્ટોને રાજકુમારો જેવા પણ સહન કરે, તો જ આ લોકની વિદ્યા મળે છે, તો પછી સૂત્રસિદ્ધાન્ત ભણવા માટે કેટલા કષ્ટો વેઠવા પડે?

સુકુમાલિકાએ જ્ઞાનાભ્યાસ શરૂ કર્યો છે ગોવાલિકા સાધ્વીજી એને જ્ઞાન ભણાવે છે હવે ત્યા શુ બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

# વ્યાખ્યાન : ૭૫

(રવિવાર, તા. ૧૨-૯-૬૬)

અહીં નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા. ત્રણેય કાળમાં સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ગોવાલિકા આર્યા પાસે દીક્ષા લઈને સુકુમાલિકાએ અભ્યાસ શરૂ કર્યો. ઘણાને દીક્ષા લેતી વખતે સિંહ જેવી શૂરવીરતા હોય છે ને પછીથી શિયાળ જેવા બની જાય છે ત્યારે કેટલાક દીક્ષા લેતી વખતે શિયાળ જેવા શિથિલ હોય છે અને પછીથી સિંહ જેવા બની જાય છે કોઈ દીક્ષા લે ત્યારે સિંહ જેવા અને દીક્ષા લઈને પણ સિંહ ને સિંહ જેવા રહે છે ત્યારે કોઈ દીક્ષા લે ત્યારેય શિયાળ જેવા અને દીક્ષા લીધા પછી પણ શિયાળ ને શિયાળ જેવા રહી જાય છે માટે પ્રત્યાખ્યાન લેતી વખતે જ તેનું પાલન થઈ શકશે કે કેમ એનો સંપૂર્ણ વિચાર કરવો જોઈએ. દીક્ષા લીધા પછી શિથિલાચાર પાલવે નહીં જેમ એક મજૂરને પાંચ મણ વજનનો બોજો ઉપાડવા માટે મજૂરી ઠરાવીને અમુક ઠેકાણે મોકલ્યો. મજૂરે તેને ઠરાવતી વખતે તો આખો બોજો ઉપાડી લીધો, પણ પછી તેને અનુભવ થયો કે આ બોજો તો બહુ વજનદાર છે આથી તેણે એ બોજામાં એક છિદ્ર પાડી દીધું ઘેર પહોંચાડવાના રસ્તામાં ૫ મણ ઢોળાતાં ઢોળાતાં એક મણ બોજો થઈ ગયો, તો તેને મજૂરી મળે કે રૂપિયા મળે ? અરે, એકેય રૂપિયો જ નહીં પણ કોઈવાર દંડ પણ ભરવો પડે. દીક્ષામાં મુખ્યત્વે અહિંસા સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય

અને અપરિગ્રહ એ પાચ વ્રતોનું યાવજ્જીવન પાલન કરવુ પડે છે. આ બધા વ્રતના પચ્ચક્ખાણ પાળતા પાળતા દેશ-કાળના બહાનાં નીચે જે એને હળવા કે શિથિલ બનાવી દે તે સાચો સાધુ નથી માટે જ્ઞાનીઓ કહે છે કે—

ત્રણ જોગે કરી પાળીએ, વ્રત ખાડાની ધાર;
કષ્ટ પડે નવિ ભાગતા, મહાન ફળ મળનાર

વ્રતપાલનમા પડતા કષ્ટોને હસતે મોઢે ભોગવી લે એ જ મહાન ફળ મેળવી શકે છે પ્રતિજ્ઞાનુ પાલન તો પ્રાણાન્તે પણ થવુ જ જોઈએ.

'ભલે કાયાના કટકા થાય, અમે લીધી પ્રતિજ્ઞા પાળશુ રે'

પ્રતિજ્ઞા પાળવી એ ભૂષણરૂપ છે અને પ્રતિજ્ઞાપાલનમાં શિથિલતા સેવવી એ દૂષણરૂપ છે

**દૃષ્ટાન્ત**—એક માણસે બાધા લીધી કે અમુક કામ નહી થાય ત્યાસુધી હુ લાડુ ખાઈશ નહી જ્યાસુધી લાડુ ન મળ્યા ત્યાસુધી તો બાધા બરાબર ટકી રહી, પણ એકવાર ક્યાક જમવા જવાનુ થતા સામે લાડુ આવ્યા એટલે તેણે મનમા ને મનમા કહ્યુ, 'બાધા રે બાધા, તુ મારી મા ! લાડુ પરથી ઊતરી ને દાળ ઉપર જા !' અને એણે લાડુ ખાવાની શરૂઆત કરી પેટ ભરીને લાડુ તો જમી લીધા પછી વિચાર થયો કે હવે દાળભાતનો વારો આવશે લાડુ તો એકલા શાક સાથે ખાઈ લીધા, પણ ભાત કેમ ખવાશે ? આથી તેણે કહ્યુ, 'બાધા રે બાધા, તુ મારી મા ! દાળ પરથી ઊતરીને હતી ત્યા ને ત્યા જા !' અને એણે દાળ પણ ખાઈ લીધી આવી શિથિલ પ્રતિજ્ઞાઓ પાળવી એ તો વાડમા છીડા પાડવા બરાબર છે ઉપવાસમા અશક્તિ આવે તેથી ગ્લુકોઝના ઇન્જેક્શનો પણ ન લેવાય મોઢેથી નહી, તો બીજી રીતે પણ કાંઈ લેવાય નહી

વ્રત કરતી વખતે થોડુ છોડીને વધારે મેળવવાની આસક્તિ રાખવી એ વાસ્તવિક તપશ્ચર્યા નથી માટે માન, પ્રતિષ્ઠા કે દેવલોકની

ને શાક બહુ વખણાય છે. આવા શાક–બાટીની સુગંધ કોસ ચલાવતા ખેડૂતના નાકમા આવી અને તેણે એ મારવાડીને કહ્યુ, 'તમારા બનાવેલા શાક–બાટી મને ખાવા આપશો ? એની સુગંધથી મને ઇચ્છા થઈ ગઈ છે' ખેડૂતની ગરજનો લાભ ન લે તો એ મારવાડી કેમ કહેવાય ? તેણે કહ્યુ, 'તારુ આ ખેતર મને લખી દે. તો શાક–બાટી આપુ !' ખેડૂતે હા પાડી, ને મારવાડીએ કાગળમા ચાલુ પાક સહિતનુ ખેતર લખાવી લીધુ ! એ ખેડૂતને એક વખત ખાવા માટે મજાના શાક–બાટી તો મળ્યા, પણ તેણે લીલીછમ અને પાકથી ભરેલી વાડી ગુમાવી ! એ ખેડૂતને તમે શુ કહેશો ? મૂર્ખ ! હવે તમે વિચાર કરો કે કષ્ટ કાપવા માટે અઠ્ઠમ અને એક્યાસી આબેલ કરનાર પણ એ ખેડૂતના જેવો જ ગણાય કે નહી ? આ કાયા તો ચાર દિનનુ ચાદરડુ છે.

જેવો કુંજર કેરો કાન, જેવો સંધ્યા કેરો વાન,
જેવુ પાકુ પીપળનુ પાન, તેવુ જોર જુવાનીનુ જાણ
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણીતણો પરપોટો,
જેવો સુંદર કાચનો ફોટો, એવો સંસાર આ ખોટો

આ યુવાનીનુ જોર હાથીના કાન જેવુ, સંધ્યાના રંગ જેવુ, પીળા પડી ગયેલા પીપળના પાન જેવુ, ધુમાડાના ગોટા જેવુ અને પાણીના પરપોટા જેવુ છે આવા અનિત્ય અને અસ્થિર સંસારના સુખો માટે વ્રતો કરવા એ તો ગરલક્રિયા સમાન છે

ભગવાન કહે છે કે—

**दुमपत्तप पंडुयप जहा, निवडइ राइगणाण अच्चप।**
**पवं मणुयाण जीवियं समय गोयम! मा पमायप॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧૦, ગા ૧

જેના પર અનેક રાત્રિદિવસ વીતી ગયા છે એવા પાકા પાનને પડતા વાર નહિ લાગે, એવુ મનુષ્યનુ જીવન પણ છે

ને શાક બહુ વખણાય છે આવા શાક-બાટીની સુગંધ કોસ ચલાવતા ખેડૂતના નાકમા આવી અને તેણે એ મારવાડીને કહ્યુ, 'તમારા બનાવેલા શાક-બાટી મને ખાવા આપશો? એની સુગધથી મને ઇચ્છા થઈ ગઈ છે' ખેડૂતની ગરજનો લાભ ન લે તો એ મારવાડી કેમ કહેવાય? તેણે કહ્યુ, 'તારુ આ ખેતર મને લખી દે, તો શાક-બાટી આપુ!' ખેડૂતે હા પાડી, ને મારવાડીએ કાગળમા ચાલુ પાક સહિતનુ ખેતર લખાવી લીધુ! એ ખેડૂતને એક વખત ખાવા માટે મજાના શાક-બાટી તો મળ્યા, પણ તેણે લીલીછમ અને પાકથી ભરેલી વાડી ગુમાવી! એ ખેડૂતને તમે શુ કહેશો? મૂર્ખ! હવે તમે વિચાર કરો કે કષ્ટ કાપવા માટે અઠ્ઠમ અને એકયાસી આબેલ કરનાર પણ એ ખેડૂતના જેવો જ ગણાય કે નહી? આ કાયા તો ચાર દિનનુ ચાદરડુ છે.

જેવો કુંજર કેરો કાન, જેવો સંધ્યા કેરો વાન,
જેવુ પાકુ પીપળનુ પાન, તેવુ જોર જુવાનીનુ જાણ
જેવો ધુમાડાનો ગોટો, જેવો પાણીતણો પરપોટો,
જેવો સુંદર કાચનો ફોટો, એવો સંસાર આ ખોટો

આ યુવાનીનુ જોર હાથીના કાન જેવુ, સંધ્યાના રંગ જેવુ, પીળા પડી ગયેલા પીપળના પાન જેવુ, ધુમાડાના ગોટા જેવુ અને પાણીના પરપોટા જેવુ છે આવા અનિત્ય અને અસ્થિર સંસારના સુખો માટે વ્રતો કરવા એ તો ગરલક્રિયા સમાન છે

ભગવાન કહે છે કે—

**दुमपत्तए पंडुयए जहा, निवडइ राइगणाण अच्चए।**
**एवं मणुयाण जीवियं समयं गोयम! मा पमायए॥**

—ઉત્તરાધ્યયનસૂત્ર અ ૧૦, ગા ૧

જેના પર અનેક રાત્રિદિવસ વીતી ગયા છે એવા પાકા પાનને પડતા વાર નહિ લાગે, એવુ મનુષ્યનુ જીવન પણ છે

ભમા કુસુમ આકારની, દિન ચારમાં કરમાઈ જશે;
પાણી પહેલાં પાળ બાંધી લે, મનની મનમાં રહી જશે.
ચિંતામણિસમ દેહ આ પામ્યા છતાં પણ નહીં ભજે
પારસમણિના પાત્રમાં ભીખ માગતાં દિન વહી જશે!

માટે જ્યાંસુધી જુવાની છે ત્યાંસુધી ધર્મ કરી લો. શિયાળાનું આયુ ને જુવાનીનું નાણું ભવિષ્યના ભરોસે છે ફરી ફરી આ દેહ મળશે નહીં માટે સમયમાત્રનો પણ પ્રમાદ કરશો નહીં

જરા જ્યાંસુધી ના પીડે, જ્યાંસુધી વ્યાધિ ના વધે;
થઈ ઇન્દ્રિયહાનિ ના ત્યાંસુધી ધર્મ આચરો.

જ્યાંસુધી વૃદ્ધાવસ્થા આવી નથી, જ્યાંસુધી રોગોએ શરીરને ઘર બનાવ્યું નથી અને ઇન્દ્રિયો જ્યાંસુધી શક્તિશાળી છે ત્યાંસુધી ધર્મ કરી લો પછીથી કાંઈ નહી બની શકે **सम्दीप्ते भवने तु कूपखननं प्रत्युद्यमः कीदृशः ?'**—પછીથી તો ઘર બળવા લાગે ને કૂવો ખોદવાનો પ્રયત્ન નિષ્ફળ જ જશે! કાળ આવી જશે પછી શું થઈ શકશે! માટે સંયમ અને તપમાં કોઈપણ પૌદ્ગલિક કામના સેવશો નહીં દાદરાના ઉપરના પગથિયેથી પડનાર છેક નીચે જઈ પડે છે

કેટલાક લોકો પોતાના છોકરો પરદેશ જાય ત્યારે આવીને કહે છે મહારાજ! આ છોકરાને એવું માંગલિક સંભળાવી દો કે એ ખૂબ પૈસા લાવે. પણ માંગલિકમાં શું કહેવાય છે ખબર છે!

ભાવ ધરીને જે ગુણ ગાય તે જીવ તરીને મોક્ષે જાય!

વીતરાગ ભગવાન પાસે આરંભ–સમારંભ માગવાનાં ન હોય. અહીંયાં પૈસા મેળવવાની વાતો નથી પણ ભગવાન થવાની વાતો છે

नात्यद्भुतं भुवनभूषण! भूतनाथ!
भूतैर्गुणैर्भुवि भवन्तमभिष्टुवन्तः।
तुल्या भवन्ति भवतो ननु तेन किं वा
भूत्याश्रितं य इह नात्मसमं करोति॥

—ભક્તામરસ્તોત્ર શ્લો. ૧

હે જગતના ભૂષણરૂપ ભગવાન્ ! હે પ્રાણીઓના નાથ ! એમા કોઇ આશ્ચર્ય નથી કે તમારા ગુણોની સ્તુતિ કરનાર મનુષ્ય તમારા જેવો જ બની જાય છે ભલા એવા સ્વામીથી શો લાભ કે જે પોતાના સેવકને પોતાના જેવો બનાવી ન શકે ? અર્થાત્ આપની સ્તુતિ કરનાર આપના જેવો જ બની જાય છે એક શેઠને અનુરૂપ થઈને રહેનાર નોકર પણ શેઠની કૃપાથી શેઠતુલ્ય થઈ જાય છે, તો આમા શું આશ્ચર્ય છે ?'

ભગવાન પાસે કેવળજ્ઞાન ને કેવળદર્શન છે, ને તમારે 'કવળ-જ્ઞાન' (કોળિયો મેળવવાનુ જ્ઞાન) જોઈએ છે, તો એ કેમ મળે ? પ્રભુ પાસે ભૌતિક માગણી કરાય જ નહી કર્મવશાત્ જે કાઈ મળે તેમા સતોષ રાખો સૌને પોતાના પુણ્ય પ્રમાણે મળે છે મોટી મહત્ત્વા-કાક્ષા કરવાથી કાઈ વળવાનુ નથી

**सहज मिला सो दूध बराबर, मांग लिया सो पानी ।**
**खेंच लिया सो रक्त बराबर, गोरख बोल्या वाणी ॥**

ભવ વધારવા માટે વ્રત કરશો નહી, નહીતર 'ઘટીની ઉંદરડી થાળામા કે ગાળામા' જેવી હાલત થશે 'બળદ ઘાચીનો બહુ ફરે, તોય પોતાને ઘેર'—એમ તો ઘાચીનો બળદ પણ ઘાણીના ફેરા કરતો સેકડો ગાઉ ચાલે છે, છતા ઘાણીથી દૂર એક ડગલુ પણ જઈ શકતો નથી ભલે થોડુ કરો, પણ સાચુ કરો, કારણ કે—

કોડ ક્રિયાથી ના મળે, તે એક પલમાહિ મળે,
દરિદ્રતા દૂર રહે, શોક ને સતાપ ટળે,
એવા દેવાધિદેવના જે જઈ ચરણે પડે,
ભવોભવના કીધા સહુ પાપ ને પરિપાપ ટળે
જૈન સયુક્તામડળનુ કાજ સર્યું રે,
ભૂલ્યા તારુ નામ, વખત ગયો રે,
મોહ તાણી સૂતામા જનમ ગયો રે ભૂલ્યા૦

હોય તો આ ચંપાપુરીની બહાર આવેલા સુભૂમિભાગ નામના ઉદ્યાનમાં છઠ્ઠ-છઠ્ઠના પારણા કરીને સૂર્યની આતાપના સાથે તપ કરુ ' ગોવાલિકા સાધ્વીજીએ જવાબ આપ્યો, 'તમે જે વાત કરો છો તે આપણને કલ્પે નહી આપણે ઇર્યાસમતિ, આદાનસમિતિના પાળનાર અને ગુપ્તિ રાખનારા છીએ. માટે જે મકાનમા સૂર્યનો તાપ આવતો હોય તે મકાનમા પછેડી બાધીને આતાપના લેવાય સ્ત્રીજાતિ માટે ખુલ્લી જગ્યામા આતાપના અને એક પગે ઊભા રહીને તપ કરવાની ભગવાને આજ્ઞા આપી નથી, કારણ કે સ્ત્રીઓએ બહુ સાવધાનીથી રહેવાનુ છે '

આ પ્રકારે ગુરુણીએ સુકુમાલિકાને સમજાવી સુકુમાલિકાને તો ઉછાળો જ આવ્યો હતો એથી તે વિચારવા લાગી કે 'મે જે તપ કરવાનુ ઇચ્છ્યુ છે તેની ના કેમ પડાય ? ' પણ જે શિષ્ય કે શિષ્યા સિદ્ધાન્તના નિયમ પ્રમાણે ન ચાલે તો એને ચલાવી લેવાય નહી ગુરુણીની એ ફરજ છે કે પોતાની શિષ્યાઓને સિદ્ધાન્તના નિયમમા રાખે ગુરુણીની જવાબદારી બહુ મોટી છે માત્ર દીક્ષા આપી દેવાથી બધુ જ કર્તવ્ય સમાપ્ત થતુ નથી પોતાના શિષ્યો માર્ગે છે કે ઉન્માર્ગે છે એની જવાબદારી ગુરુની છે ચલાવી લેનાર ગુરુ એ સાચા ગુરુ નથી ગોવાલિકા સાધ્વીજીએ સુકુમાલિકાને સ્પષ્ટ કહી દીધુ કે તમારાથી તપશ્ચર્યા માટે સુભૂમિભાગ ઉદ્યાનમા નહી જવાય

**દૃષ્ટાન્ત**—ગોંડલ સમ્પ્રદાયના ડુ ગરશી સ્વામીના ભત્રીજી માનકુ વરબાઈ સ્વામીએ પણ નાની વયમા દીક્ષા લીધી હતી ફરતા ફરતા તેઓ એક નાના ગામડામા ગયા માનકુ વરબાઈ સ્વામી જેટલા જ્ઞાની હતા તેટલા જ સ્વરૂપવાન અને તેજસ્વી હતા ગામમા વાણિયાનુ એક જ ઘર હતુ ગામમા તેમણે બોધ આપ્યો તેમના ઉપદેશથી ઇતર ધર્મના લોકો પણ ખૂબ આકર્ષાયા તેમા ગામનો એક યુવાન કાઠી દરબાર સાધ્વીજીના રૂપની પાછળ આકર્ષાયો ઇન્દ્રિયાભિમુખ જીવોની દૃષ્ટિ વિષયોનુ જ ધ્યાન ધરતી હોય છે. દરબારે વાણિયાને કહ્યુ, 'આવતી કાલે તમારે ત્યા ઊતરેલા સાધ્વીજીને જવા દેશો નહી એનુ રૂપ મને બહુ ગમે છે '

આ કાઠી દરબાર બહુ ક્રૂર અને વિષયાન્ધ હતો અને વાણિયો ઓશિયાળો હતો. દરબારની આજ્ઞાનું ઉલ્લંઘન કેવું પરિણામ લાવે એને એ બરાબર સમજતો હતો. આથી વહેલી સવારમાં ઊઠીને તેણે ઘોડો દોડાવીને એ ગામથી ત્રણ ચાર ગાઉ દૂર જ્યાં કુંવરજી સ્વામી હતા ત્યાં જઈને તમામ હકીકત કહી સંભળાવી. તરતોતરત વિહાર કરીને કુંવરજી સ્વામી દરબારને ગામ પહોંચ્યા. અગાઉથી જઈને વાણિયાએ સાધ્વીજીને તૈયાર કરી રાખ્યાં હતાં. ગુરુજી પહોંચ્યા ને સાધ્વીજીને તરત વિહારની આજ્ઞા કરી. તેઓ ખરે બપોરે વિહાર કરી ગયા. પોતાની શિષ્યા માનકુંવરબાઈને બચાવીને એ દરબારની હદ બહાર પહોંચાડી દીધાં અને પોતાના ઉતારામાં સાધ્વીજીને સુવાડીને શ્રી કુંવરજી સ્વામીએ આખી રાત ખડે પગે ચોકી કરી. ક્યારે દુશ્મનો આવે એ જ રાહ જોવાતી હતી, પણ આશ્ચર્યવશાત્ એવું કંઈ બન્યું નહી રાતમા આ દરબારની દૃષ્ટિ બદલાઈ અને એને પોતાની ભૂલ સમજાઈ સવાર પડ્યું અને દરબારે વાણિયાને ત્યાં જઈને તપાસ કરી કે પેલાં સાધ્વીજી ક્યાં ગયાં?

વાણિયાએ જવાબ આપ્યો અચાનક એ સાધ્વીજીના ગુરુદેવ પધાર્યા અને તેઓ તેમને પોતાની સાથે લઈ ગયા છે

દરબારે કહ્યું તમે મારી સાથે એ ગુરુદેવની પાસે ચાલો હું વિષયાન્ધ બન્યો હતો પરંતુ હવે મન તેનો પસ્તાવો થાય છે મારે તેમની ક્ષમા માગવી છે

દરબારની શુદ્ધ થયેલી બુદ્ધિ જોઈને વાણિયો પણ દરબારની સાથે ૪ થા ગામથી બીજા ગામ પાસે આવ્યો દરબારે મહારાજની અને સાધ્વીજીની ક્ષમાયાચના કરી અને તે દિવસથી પરસ્ત્રી પર માવજીવન કુદૃષ્ટિ નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી.

ત્યારથી શ્રી કુંવરજી મહારાજે માનકુંવરબાઈ સ્વામીને આજ્ઞા

કરી કે તમારે જ્યારે જ્યારે વિહાર કરવો હોય ત્યારે ત્યારે હાથે પગે અને મોઢા પર કોલસાનો ભૂકો લગાડીને જ જવુ

આમ પોતાના શિષ્ય-શિષ્યાની સપૂર્ણ જ‹ હોય છે આર્યા ગોવાલિકાએ પણ એ જ જવાબદારી સાધ્વીને સુભૂમિભાગ ઉદ્યાનમા જવાનો નિષેધ-કરી બનશે તે અવસરે

આ કાઠી દરબાર જરા ક્રૂર અને વિશ્વાસઘ્ન હતો અને વાણિયો બીકણ હતો. દરબારની આજ્ઞાનું ઉલ્લંઘન કેવું પરિણામ લાવે એને એ બરાબર સમજતો હતો. આથી વહેલી સવારમાં ઊઠીને તેણે ઘોડો દોડાવીને એ ગામથી ત્રણ ચાર ગાઉ દૂર જ્યાં ડુંગરશી સ્વામી હતા ત્યાં જઈને તમામ હકીકત કહી સંભળાવી. તરતોતરત વિહાર કરીને ડુંગરશી સ્વામી દરબારને ગામ પહોંચ્યા. અગાઉથી જઈને વાણિયાએ સાધ્વીજીને તૈયાર કરી રાખ્યાં હતાં. ગુરુજી પહોંચ્યા ને સાધ્વીજીને તરત વિહારની આજ્ઞા કરી. તેઓ ખરે બપોરે વિહાર કરી ગયાં. પોતાની શિષ્યા માનકુંવરબાઈને બચાવીને એ દરબારની હદ બહાર પહોંચાડી દીધાં અને પોતાના ઉતારામાં સાધ્વીજીને સુવાડીને ડુંગરશી સ્વામીએ આખી રાત ખડે પગે ચોકી કરી. ક્યારે હુમલો આવે એ જ રાહ જોવાની હતી પણ આશ્ચર્યવત્ એવું કંઈ બન્યું નહીં. રાતમાં આ દરબારની દૃષ્ટિ બદલાઈ અને એને પોતાની ભૂલ સમજાઈ. સવાર પડ્યું અને દરબારે વાણિયાને ત્યાં જઈને તપાસ કરી કે પેલાં સાધ્વીજી ક્યાં ગયાં!

વાણિયાએ જવાબ આપ્યો, અન્નદાતા એ સાધ્વીજીના ગુરુદેવ પધાર્યા અને તેઓ તેમને પોતાની સાથે લઈ ગયા છે.

દરબારે કહ્યું તમે મારી સાથે એ ગુરુદેવની પાસે ચાલો હું વિશ્વાસઘ્ન બન્યો હતો, પરંતુ હવે મને તેનો પસ્તાવો થાય છે મારે તેમની ક્ષમા માગવી છે.

દરબારની શુદ્ધ થયેલી બુદ્ધિ જોઈને વાણિયો પણ દરબારની સાથે જ શ્રી ડુંગરશી મહારાજ પાસે આવ્યો. દરબારે મહારાજની અને સાધ્વીજીની ક્ષમાયાચના કરી અને તે દિવસથી પરસ્ત્રી પર યાવજ્જીવન કુદૃષ્ટિ નહીં કરવાની પ્રતિજ્ઞા લીધી.

ત્યારથી શ્રી ડુંગરશી મહારાજે માનકુંવરબાઈ સ્વામીને આજ્ઞા

કરી કે તમારે જ્યારે જ્યારે વિહાર કરવો હોય ત્યારે ત્યારે હાથે પગે અને મોઢા પર કોલસાનો ભૂકો લગાડીને જ જવુ !

આમ પોતાના શિષ્ય-શિષ્યાની સપૂર્ણ જવાબદારી ગુરુને શિર હોય છે આર્યા ગોવાલિકાએ પણ એ જ જવાબદારી સમજીને સુકુમાલિકા સાધ્વીને સુભૂમિભાગ ઉદ્યાનમા જવાનો નિષેધ કરી દીધો હવે ત્યા શું બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૭૬

(સોમવાર, તા ૨૩-૯-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનનો અધિકાર ચાલે છે ગુરુના વચનોમા અખડ વિશ્વાસ રાખવાથી જ પોતાને મોક્ષ મળશે એમ માનવાને બદલે સુકુમાલિકાએ ગુરુવાક્યનો અનાદર કર્યો સિદ્ધાન્તમા કહ્યું છે કે સાધ્વીએ આતાપના લેવી હોય તો ઉપાશ્રયમા ફરતી પછેડી બાધીને, સ્થિર રહીને જ લેવી પરતુ એ વાક્યને સુકુમાલિકાએ શ્રદ્ધાપૂર્વક સ્વીકાર્યું નહી તેને એ ગમ્યુ પણ નહી સ્વચ્છન્દી જીવોને સિદ્ધાન્તવાક્ય ગમતુ નથી શ્રીમદ્ રાજચદ્રજી કહે છે કે—

સ્વચ્છન્દી મત આગ્રહ તજી, વર્તે સદ્ગુરુ લક્ષ,
સમકિત તેને ભાખીયુ, કારણ ગણી પ્રત્યક્ષ,
માનાદિક શત્રુ મહા, નિજ છદે ન મરાય,
જાતા સદ્ગુરુ શરણમા, અલ્પપ્રયાસે જાય

સ્વચ્છન્દે વિચરીને જ જીવે પોતાનુ ઊધુ વાળ્યુ છે, મતાગ્રહ અને દુરાગ્રહ તજીને જો સિદ્ધાન્તને સમજે તો જ મોક્ષે જવાય 'છદં

જ રીતે જે શિષ્ય ગુરુસેવાના કે પોતે કરેલા વિનયના બદલામા માન કે પ્રશસા માગે તે અવિનયી શિષ્ય છે

**દૃષ્ટાન્ત**—અમેરિકાની એક બાઈ સાસુ અને પતિથી કટાળીને એક માનસશાસ્ત્રી પાસે આવીને કહેવા લાગી, 'મારી સાસુ મારી પાસે ખૂબ કામકાજ કરાવીને મારા પર ટકટક કર્યા કરે છે અને મારો પતિ મારી કદર નથી કરતો નથી, માટે તેનો ઉપાય બતાવો' માનસશાસ્ત્રીએ કહ્યુ કે, 'તમે કહો છો કે હુ નિર્દોષ છુ, તો તમારી નિર્દોષતાને હુ માની લઉ છુ, પણ જેનામા સતોષ ન હોય એ નિર્દોષ કેવી રીતે ગણાય ? તમે બધાને ખરાબ કહો છો, પરતુ તમે પોતે પોતાનો દોષ જોઈ શકતા નથી કરી છૂટવુ એ માનવધર્મ છે, પણ કરીને કઈક લેવાની ઇચ્છા કરવી એ સ્વાર્થ છે'

વૃક્ષને કોઈ પથ્થર મારે તો તે પથ્થરના બદલામા ફળ આપે છે તમને કોઈ પથ્થર મારે તો તમે ફળ આપો છો કે ગાળો ? માનવ-જીવન પરોપકાર માટે છે

**परोपकाराय फलन्ति वृक्षाः परोपकाराय दुहन्ति गावः ।**
**परोपकाराय वहन्ति नद्यः परोपकारार्थमिदं शरीरम् ॥**

ફળ આપીને વૃક્ષો પણ પોતાનુ પરોપકારીપણુ આપણને બતાવે છે ઘાસ ચરનારી ગાય દૂધ આપે છે, મળમૂત્ર ધોવા છતા નદીઓ નિર્મળ જળ આપે છે મનુષ્યે તેમની પાસેથી પરોપકારનો ગુણ લેવા જેવો છે સતો પણ પરોપકાર માટે ગામેગામ ફરીને તીર્થંકરદેવનો સદેશો ઘેરઘેર પહોચાડે છે માટે મહાપુણ્યે મળેલો માનવભવ સુધારી લેજો ગોવાલિકા સાધ્વીને સુકુમાલિકાને શિષ્ય બનાવીને કોઈ વશ વધારવો ન હતો સતો તો મોક્ષમાર્ગનો સથવારો છે તેઓ કહે છે, કે ચાલવાનુ તમારે પગે છે સતોના વાક્યોમા શ્રદ્ધા રાખશો તો એને સથવારે તમે પણ મોક્ષમા પહોચી જશો ગુરુ તો બધા વિદ્યાર્થીઓને એકસરખુ જ જ્ઞાન આપે છે, પણ સૌ પોતપોતાના ક્ષયોપશમ પ્રમાણે તેને ગ્રહણ કરે છે

આત્મારામને સમજાવીને નવો મિત્ર વિવેકચંદ તેને સુમતિના ઘરમાં લઈ ગયો. હવે જ તેને ઓબરના સ્વાદને બદલે સાચો સ્વાદ પ્રાપ્ત થયો.

પદ્મનાભ રાજા અજ્ઞાનદશામાં હતો. આથી તેને સાચી વસ્તુ સમજાતી ન હતી. વિષયી જીવોને જ્યાંસુધી મોત સામે ન આવે ત્યાંસુધી સમજાતું નથી.

શ્રીકૃષ્ણ રથમાં બેસીને પદ્મનાભ રાજાની સામે આવ્યા. શ્રીકૃષ્ણ એક છે અને સામે એટલું સૈન્ય વિશાળ છે. સૈન્યસાગર છલકાઈ રહ્યો હતો. તેની સંમુખમાં શ્રીકૃષ્ણે પોતાના પાંચજન્ય નામના એક શંખનો નાદ કર્યો. પૂર્વે પૂર્ણ આરાધના કરીને અને નિરતિચાર સંયમ પાળીને શ્રીકૃષ્ણે બાંધી લીધું હતું કે હું પૂર્ણ ભગવાન બનું. શ્રીકૃષ્ણનો શંખનાદ શ્રવણ કરીને પદ્મનાભ રાજાનું ત્રીજા ભાગનું સૈન્ય મૃત્યુ પામી ગયું અને ત્રીજા ભાગનું લશ્કર ત્યાંથી પલાયન કરી ગયું. હવે શ્રીકૃષ્ણે શાર્ઙ્ગ નામનું ધનુષ લીધું અને એના એક જ ટંકાર દ્વારા બાકીનું સૈન્ય પણ નાસી ગયું. હવે પદ્મનાભ રાજા એકલો થઈ ગયો. આથી એ બળ વીર્ય ધૈર્ય અને પરાક્રમ વિનાનો બની ગયો. પોતાના પ્રાણ બચાવવાનું તેનામાં સામર્થ્ય ન રહ્યું. કુબુદ્ધિ વડે જ વિપત્તિ આવે છે. એ પોતાના પ્રાણ બચાવવા મુઠ્ઠીઓ વાળીને દોડ્યો ને અમરકંકા નગરીમાં પેસી ગયો. જ્ઞાનીને સંતાપવાથી કોઈનું ભલું થયું છે કે પદ્મનાભ રાજાનું ભલું થાય ? પદ્મનાભે અમરકંકા નગરીના તમામ દરવાજા બંધ કરી દીધા. એનું અંતરમન રણમાં રોળાઈ ગયું.

શ્રીકૃ ષ્ણ તની પા ળ અને દોડાવ્યો. પણ નગરીના દરવાજા બંધ હતા. આથી તેમણે રથમાંથી નીચે ઉતરીને વૈક્રિય સમુદ્‌ઘાત કરી ગયું ન નુ અ । અંધુ સિંહનું એવું નરસિંહ સ્વરૂપ ધારણ કર્યું અને મોટી ગ ના કરી. આ ગર્જનામાંથી અમરકંકાના મહેલના કાંગ । ખ ના લાગ્યા । રમહેલ ખળભળવા લાગ્યો અને અંતઃપુરમાં પેસી ગયેલા પદ્મનાભ પણ ધ્રૂજવા લાગ્યો. હવે મોત સામે

આવીને ઊભુ હોય તેમ તેને લાગી ગયુ હવે બચવાનો શો ઉપાય કરવો? બીજો તો કોઈ આધાર રહ્યો ન હતો આથી એ દોડીને એકાત શાળામા આવ્યો અને તપમા બેઠેલી દ્રૌપદીના ચરણોમા પડ્યો

દ્રૌપદીદેવીએ શખનો નાદ સાભળ્યો હતો તેણે જાણ્યુ કે મારા ભાઈ શ્રીકૃષ્ણ આવી ગયા છે તે વિના આ રાજા મારા ચરણોમા પડે નહીં પગમા પડેલા રાજાને દ્રૌપદી કહેવા લાગી, 'રાજન્! મે તમને પ્રથમથી જ કહ્યુ હતુ કે મારા ભાઈ કૃષ્ણ વાસુદેવ છે, છતા તમે એમનો પ્રભાવ જાણ્યા વિના મારુ અપહરણ કરાવ્યુ અને તેમનો કોપ વહોરી લીધો માટે હવે જો તમારે બચવુ હોય તો એનો એક જ ઉપાય છે'

જેના હૈયામા ધર્મ પરિણમ્યો હોય તે દુશ્મન પ્રત્યે પણ ઉપકાર જ કરે છે દ્રૌપદીએ પદ્મનાભ રાજાને કહ્યુ, 'હવે જો તમારે પ્રાણ બચાવવા હોય, તો તમે તમારા દાઢી–મૂછ મૂડાવીને સ્ત્રીનો વેષ ધારણ કરો અને સ્ત્રીની સાડી પહેરીને મને આગળ કરી અને તમારા હાથમા મૂલ્યવાન રત્નોની ભેટ લઈને શ્રીકૃષ્ણના ચરણમા નમો સાથે તમારી સાતસોયે સ્ત્રીઓ ગીત ગાતી ગાતી આવે અને એ પ્રકારે જો તમે શરણે જશો, તો જ બચી જશો આ સિવાય અન્ય કોઈ પણ ઉપાય નથી.' હવે એ પદ્મનાભ રાજા કેવી રીતે જશે અને ત્યા શુ બનશે તે અવસરે

ૐ શાન્તિ

*

એકલો આવ્યો છે ને એકલો જ ચાલ્યો જવાનો છે આવ્યો ત્યારે તને કોઈ ઓળખતુ ન હતુ, અને જઈશ તે પછી પણ કોઈ ઓળખવાનુ નથી માત્ર વચ્ચેના થોડાક સમય માટે થયેલી એ ઓળખાણ હતી એ ટૂંકા ગાળાની ઓળખાણમા પણ સ્ત્રી–પુરુષ વચ્ચે, પિતા–પુત્ર વચ્ચે, શેઠ–નોકર વચ્ચે ને મિત્ર–મિત્ર વચ્ચે કેટલીયે વાર સબધો કથળી ગયા હશે છતા એના માટે તમારા ધમપછાડા કેટલા? જો વિષયમા સુખ હોત તો તીર્થંકરો એને તજત શા માટે?

જ્યાસુધી ચારિત્રમોહનીય કર્મ જોરદાર હોય, ત્યાસુધી જીવને માર્ગ મળતો નથી દેવલોકમા બેઠેલા દેવતાઓ પણ એમ ઇચ્છતા હોય છે કે અમને સર્વવિરતિયોગ્ય માનવભવ મળે તો અમારુ કલ્યાણ થઈ જાય, ત્યારે તમે તો ભોગની માગણી કરો છો તમે જો નામના સુખને પણ જતુ ન કરી શકો તો એ કર્મની કઠણાઈ કોને કહેવી?

ગૅસ ચડે છે ને ખાધેલુ પચતુ ન હોય, પણ લાડુ સાથે થાળીમા આવેલા વાલ ને ચણામા તમારો જીવ દોડાદોડી કરવા માડે છે 'આટલામા શુ?' એમ કહીને એ કઠોળ ખાઈ જાવ, તો પછી એનાથી થતી પીડા માટે રડવુ પડે શા માટે? ક્ષણમાત્રનો જીભનો ચટાકો છોડી દીધો હોત, તો પેટની પીડા કે ગૅસ ને ઝાડા ન થાત હવે એ બીમારી વધવામા કારણભૂત કોણ? એની જ રીતે પારકાનુ પચાવનારા અને કાળાબજારિયાઓ નામના સુખ માટે શુ કરી રહ્યા છે? તમે ચાળીસ મણ ભાર ઉપાડીને જતા બળદોને તો જોયા જ હશે તમારે પણ એ બળદોના જેવા દુ ખો ભોગવવા છે? તમે જો એવી ગતિના કારણ ન આપો તો એવો ભવ ન મળે પણ તમે ઇન્દ્રિયસુખની સામે ઊભેલા કર્મના પરિપાકજન્ય દુ ખોને જોઈ શકતા નથી બિલાડી પોતાની સામે પડેલા દૂધની લાલચમા સામે ઊભેલા રખેવાળની ડાગને જોઈ શકતી નથી તમારી પણ એ બિલાડીના જેવી જ દશા છે

દૃષ્ટાન્ત—દૂધનુ દોણુ ઠરવા માટે મૂકીને એક બાજુ રખેવાળ ઊભો રહ્યો હતો, તેવામા એક બિલાડી આવી આવુ તાજુ ગરમ દૂધ

પીવા માટેની લાલચને એ છોડી શકી નહીં. તેણે એ દૂધના લોટામાં મોઢું નાખ્યું. રખેવાળી કરનારને રોષ ચડ્યો. તેણે એક લાકડી મારી. વાસણનું મોઢું નાનું હતું. તરફડતાં તરફડતાં એ વાસણ ફૂટી ગયું. ભાગ્યયોગે એ વાસણનો કાંઠો બિલાડીના ગળામાં બરાબર ભરાઈ ગયો. બિલાડી નાસી છૂટી, પણ હવે ગામનાં કૂતરાં તેને સુખે રહેવા દેતાં ન હતાં. આથી એ જંગલમાં ચાલી ગઈ. પરંતુ જંગલમાં આવ્યા છતાં એનો હિંસક સ્વભાવ તો એનો એ જ હતો. એ આમતેમ ઉંદરોની શોધ ચલાવવા લાગી. એક ખેતરમાં પાંચસો ઉંદરોનું દર હતું. તેની સામે એક પથ્થરની પાટ પર આવીને બિલાડીએ આસન જમાવ્યું.

બધા ઉંદરો બિલાડીને જોઈને ભાગવા માંડ્યા. ત્યાં બિલાડી બોલી : અરે ભાઈઓ! મારાથી હવે તમારે બીવાનું નથી. હું તો હવે અહિંસક બની ગઈ છું. મારા ગળામાં પહેરેલું આ અહિંસાનું પ્રતીક જુઓ. હું તમને ધર્મનો બોધ આપવા આવી છું. હું કેદારનાથની યાત્રામાં ગઈ હતી. ત્યાંથી મને ધર્મનો બોધ મળ્યો ને મને ગળામાં પહેરવાનું કંકણ પણ મળ્યું છે. એ જ ધર્મનો બોધ હું તમોને સંભળાવીશ.

જે જીવો બીજી રીતે ન ફસાય એ ધર્મને નામે ફસાઈ જાય છે. એવા ધર્મને નામે ફસાઈ જનાર શિષ્યોને કુગુરુ અધર્મને માર્ગે લઈ જાય છે. ઉંદરો આ ધર્મને નામે ફસાઈ ગયા. પાટ પર બેઠેલી બિલાડી ઉંદરોની સભા ભરી ધર્મની વાતો કહેવા લાગી. જ્યારે ઉંદરો દરમાં જાય ત્યારે સૌથી છેલ્લા ઉંદરને પકડીને બિલાડી ખાઈ જવા લાગી. એમ કરતાં કરતાં ઉંદરોની સંખ્યા ઘટવા લાગી. આથી આગેવાન ઉંદરને શંકા થઈ [illegible] તેની ખાતરી કરવા માટે એક યુક્તિ [illegible] પહેલાની આગળ આપી પણ આ? એ પૂછી [illegible] ઉંદર ચાલ્યા ગયા [illegible] આવીને આગેવાન ઉંદરે બધા ઉંદરોની સભા બોલાવી [illegible] બિલાડીની પોલ ખોલી નાખી. હવે કોઈએ [illegible] બિલાડીને [illegible] નહીં સાંભળવાનો ઠરાવ કર્યો.

સમય પ્રમાણે બિલ્લીબાઈ પાટ પર આવ્યા અને ઉંદરોને બોલાવ્યા, પણ ઉંદરના આગેવાને દરની અંદર રહીને જવાબ આપ્યો કે, ' **नमःकेद्गारकंकणायै** ! હવેથી અમારો એક પણ ઉંદર તમારી વાણીમાં ફસાશે નહી '

આ તો એક રૂપક છે, પરંતુ આજની દુનિયામાં પણ આવું બને છે આવી પાપની પોકળલીલા ક્યાં સુધી ચાલે ? જ્યાં સુધી દુનિયાને સાચી આંખ ન આવી હોય, ત્યાં સુધી પાખંડીઓ પોલ ચલાવતા હોય છે આજે જૈનધર્મના નામે કેટલાયે મિથ્યાત્વીઓ પાખંડ પ્રવર્તાવે છે જેનામાં વ્રત નહી, પચ્ચક્ખાણ નહી, તપ–સંયમ નહી, ચતુર્વિધ આહારનો ત્યાગ નહી, સામાયિકપણું નહી, તે પણ ઉપદેશ આપતા ફરે છે કે 'બસ, આત્માને ઓળખો તો જ બેડો પાર થઈ જશે ' આવા કુગુરુઓનું કામ જ એક પછી એકને પકડવાનું હોય છે આખરે આવા શિકારીઓ પોતે જ શિકાર બની જાય છે આવા કુગુરુ આત્માનું અહિત કરે છે સાચા સદ્‌ગુરુ મળવા દુર્લભ છે

આજે અમારા પરમ ઉપકારી મહાસતી શ્રી દિવાળીબાઈસ્વામીની પુણ્યતિથિ છે જેમણે જેમણે તેમના વ્યાખ્યાનો સાંભળ્યા હશે, તેમના કાનમાં એ વ્યાખ્યાનોના મીઠા સ્વરો ગૂંજતા હશે તેમના આત્મામાં જ્ઞાનની જ્યોતિ ઝળહળતી હતી શ્રી જવાહરલાલજી મહારાજના ગુરુ શ્રી લાલજી મહારાજે પોણોસો સાધુઓની પરીક્ષા લીધી હતી તેમાં શ્રી દિવાળીબાઈસ્વામીનો પહેલો નંબર હતો તેમને ૧૦૦ થોકડાઓ કંઠસ્થ હતા, ઘણા સૂત્રોના તે જ્ઞાતા હતા તેમને પંદરમે વર્ષે વૈરાગ્ય જાગ્યો અને વીસમે વર્ષે બા૦ બ્ર૦ સૂરજબાઈસ્વામી પાસે તેમણે દીક્ષા લીધી જે કોઈ એમના સંસર્ગમાં આવતું તેને કોઈ ને કોઈ પ્રતિજ્ઞા લીધા વિના ચાલતું જ નહી વિહારમાં રસ્તો બતાવનારને રસ્તે ચાલતા ચાલતા પણ તેઓ ધર્મનું સ્વરૂપ સમજાવતા અને વ્રત–પચ્ચક્ખાણ આપતા. અમારા મોક્ષમાર્ગના ઉપદેશક અને અમારા જીવનના તેઓ ઉદ્ધારક

જ્ઞાની અને અજ્ઞાનીની બે જગ્યાએ ખબર પડે છે એક ખાટલે અને બીજી પાટલે અજ્ઞાની ખાવા માટે બેસે ત્યારે તેની રીત જોવા જેવી હોય છે, અને અજ્ઞાની બીમાર પડે ત્યારે તેની વેદના પણ જોવા જેવી હોય છે એ રડતા–પછડાતા દુ ખ ભોગવે છે શ્રી દિવાળીબાઈ-સ્વામીની આવી ભયકર બીમારીમા જ્યારે શ્રાવકો સુખસાતા પૂછતા ત્યારે તેઓ કહેતા, 'મારા દેહને કષ્ટ હશે, પણ મને નથી શરીર તો આત્માનુ પાડોશી છે પાડોશીના ઘરમા નુકસાન જાય, તેમા મારે શું ?'

દૂરદૂરથી લોકો પૂ દિવાળીબાઈસ્વામીનુ વેદન અને ઉદ્‌ગારો સાભળવા માટે આવતા હતા આમ પચપરમેષ્ઠીનુ ધ્યાન ધરતા ધરતા તેઓ શરીરની વેદનાને સહન કરતા હતા આવા ઉપકારી અને જ્ઞાની આત્માની પુણ્યતિથિના દિવસે જીવોમા ધર્મની જાગૃતિ આવે છે

સોનાચાદીના ગમે તેવા કીમતી વાસણોમા પાણી ઠડુ થતુ નથી, પણ માટીના ઘડામા જ પાણી શીતળ બને છે એ ઘડો કેટકેટલા કષ્ટો, તાપ અને ટપલા ખમીખમીને થયો છે ? કુભારે એને માટીના રૂપમાથી ઘડો બતાવતા સુધીમા કેટલી કસોટીમાથી પસાર કર્યો, ત્યારે જ એ બીજાની તરસ છિપાવવા યોગ્ય બન્યો

ગુરુ પ્રજાપતિ સરીખડા, ઘડ ઘડ કાઢે ખોટ,
ભીતર સે કર રાખ કે, ઉપર લગાવે ચોટ

ગુરુ પણ શિષ્યને વાકાચૂકા રહેવા દેતા નથી એમના ઘડતરમાં ખામી હોતી નથી ક્ષત્રિય ગજર્ષિએ સયતિ રાજાને પૂછ્યુ, 'તમારુ ચિત્ત આટલુ બધુ પ્રસન્ન છે, તો તમારા ગુરુ કોણ ? તમારુ નામ અને ગોત્ર ક્યુ છે ? આવો વિનય તમને કોણે શીખવાડ્યો છે ?' સયતિ ગજાએ ઉત્તર આપ્યો, 'મારા ગુરુ આચાર્ય ગર્દભાલી મુનિ છે મારુ ગોત્ર ગૌતમ છે અને મને લોકો સયતિ નામથી ઓળખે છે મારી પ્રસન્નતા મારા ગુરુએ આપેલા જ્ઞાનના કારણથી છે એમણે જ મને અભય આપ્યુ અને અભયદાન દેતા શીખવ્યુ છે'

જેને ધર્મધ્યાનમા પ્રીતિ હોય તે કદાપિ મરણથી ભય પામતો નથી ગૌતમસ્વામી પ્રશ્ન કરે છે કે ' હે ભગવન ! **आयकम्मुणा उववज्जइ वा परकम्मुणा उववज्जइ** ?'—જીવ પોતાના કર્મથી હેરાન થાય છે કે પરના કર્મથી ? ભગવાન જવાબ આપે છે કે, ' **गोयमा ! आयकम्मुणा उववज्जइ** '—હે ગૌતમ ! જીવ પોતાના જ કર્મથી હેરાન થાય છે ઇષ્ટ પ્રત્યેનો રાગ અને અનિષ્ટ પ્રત્યેનો દ્વેષ એ કર્મ-બધનમા કારણભૂત છે માટે ભગવાન કહે છે કે, ' **नो लिप्पइ तेण मुणि विरागो** '—મુનિઓ રાગ અને દ્વેષમા લેપાતા નથી અને ' **नत्थि मग्गो विरयस्स त्ति बेमि** '—વિરતને માટે મુક્તિ સિવાય બીજો માર્ગ નથી ઘટીના બે પડમા દાણા ઓરાતા જાય છે તેમા જે ખીલાને વળગી રહે છે તે બચી જાય છે અને વચ્ચે જાય છે તેના ભુક્કા ઊડી જાય છે માટે—

એકને વળગ્યા એટલા ઊગર્યા રે,
દાણાઓ બીજા પિસાય

એમ આ સસારમા રાગ-દ્વેષના બે પડ વચ્ચે જીવો પિસાઈ રહ્યા છે એમાથી ધર્મરૂપી ખીલાને વળગી રહેનાર જીવ ઊગરી જાય છે આવો જીવ વિચાર કરે છે કે હુ જેના પર રાગ કરુ છુ તેણે મારુ અનત વાર અહિત કર્યું છે અને જેના પર હુ દ્વેષ કરુ છુ તેણે મારુ અનત વાર હિત કર્યું છે, કારણ કે જીવ અનત વાર માબાપ, પતિપત્ની, પુત્રપિતા અને શત્રુમિત્રપણે જન્મી ચૂક્યો છે માટે રાગને છોડો અને ત્યાગને સ્વીકારો રાગ એ અંધકાર છે અને ત્યાગ એ પ્રકાશ છે સ્વાર્થી ભમતી માણુસ સારાસારને જોતો નથી ખાબોચિયાના પાણીની જેમ સાકડા હૈયામાથી નીકળેલી વાણી સ્વાર્થની ગધવાળી જ હોય ને ? માટે તમારા મનના બગીચામા મૈત્રીનો છોડ વાવો

જગતના તમામ જીવોનુ કલ્યાણ થાવ, બધા પરસ્પર મિત્ર સમાન વર્તો, કોઈ કોઈનો દ્વેષ ન કરો—આવી જેના હૃદયમા ભાવના હોય તે કોઈને શત્રુ માનતો નથી સાચો શત્રુ તો તમારા દેહમા છે—

પર અરુચિ ઉત્પન્ન કરનારુ ઉત્તમ તત્ત્વ છે દુ ખ એ તો એક અવનવી ભેટ છે જો દુ ખ ન પડે તો જીવને જાગવાનો સમય આવે જ નહી સડવુ, પડવુ, બગડવુ અને નાશ થવુ એ જડ પરમાણુનો સ્વભાવ છે જીવનો પુરુષાર્થ ચેતનને ફેરવવામા કામ લાગે છે જડને ફેરવવામા જીવનનો પુરુષાર્થ કામ લાગતો જ નથી માટે હવે આ ભાજગડ ક્યા સુધી કર્યા કરશો ? નવેય તત્ત્વો જેમ છે તેમ સમજો એનુ જ નામ સમ્યગ્દર્શન છે તમારા હૃદયમા સાચી દૃષ્ટિ પ્રગટે, તો તમારા ઘણા પાપો ઓસરી જાય

દ્રૌપદી સમજે છે કે મારા ઉપાદાનકારણથી જ પદ્મનાભ રાજા નિમિત્ત બન્યો છે એમા મારો પોતાનો જ દોષ છે દ્રૌપદીના કહેવાથી પદ્મનાભ રાજાએ સ્ત્રીના કપડા પહેર્યા અને દ્રૌપદીદેવીને આગળ કરીને અને હાથમા ભેટ લઈને એ આગળ ચાલ્યો, પાછળ તેની સાતસો સ્ત્રીઓ ગીત ગાતી જતી હતી શ્રીકૃષ્ણમહારાજ પાસે આવીને તેમના ચરણોમા પડી ગયો શ્રીકૃષ્ણે કહ્યુ, 'હે રાજા ! તને એટલી પણ ખબર ન રહી કે મારી બહેન દ્રૌપદીનુ અપહરણ કરાવ્યુ ? જો તે પ્રથમ વિચાર કર્યો હોત, તો આ બધુ બનવા પામત ખરુ ? હવે આવે વેષે તુ મારા ચરણમા પડ્યો, માટે હુ તને અભય આપુ છુ, કારણ કે સ્ત્રીવેષ ધારણ કરનાર પર હુ હાથ ઉપાડતો નથી'

તમે તો ઘરમા જાવ છો ને સ્ત્રી ઉપર શૂરવીર બની જાવ છો. કદાચ તમને એના કામમા ક્યાશ લાગતી હોય, પણ વિચાર કરો કે જ્યારે તમે કુવારા હતા ત્યારે દસ છોકરીઓના કહેણ આવ્યા હતા તેમાથી આ છોકરી સાથે જ તમારુ સગપણ કેમ થયુ ? તમારા ક્લેશનુ એ નિમિત્ત શા માટે બની ? માટે એ પણ તમારા જ કર્મનુ પરિણામ છે માટે હવે તમે તેના જેવા ન થઈ બેસો તો જ તમારી બાજી સુધરે ! પણ તમે તો એની સામે લાલ અગારા જેવા બની જાવ છો

**દૃષ્ટાન્ત**—ધોબીઘાટ પર કપડા ધોતા એક ધોબીના છાટા ત્યા

સ્નાન કરતા એક સાધુ ઉપર પડી ગયા. સાધુમહારાજ તો નાહવું છોડીને ધોબીને ગાળો દેવા લાગ્યા. બીચારો ધોબી સાધુના પગમાં પડીને કહેવા લાગ્યો : મહારાજ ! આ ધોબીઘાટ છે અહીં નાહવાથી તો છાંટા જ ઊડે. તમારે જો છાંટા ન ઊડવા દેવા હોય તો બીજે ઠેકાણે જઈને નાહવું જોઈતું હતું. મારાથી છાંટા ઊડી ગયા તેની હું માફી માગું છું. છતાં સાધુમહારાજનો ક્રોધ ઊતર્યો નહીં. આખરે ધોબી સાધુના પગમાં પડ્યો ત્યારે સાધુ મહારાજે ક્રોધ ઉતાર્યો અને નાહવા લાગ્યા. આ તરફ કપડાંને ધોવાં પડતાં મૂકીને ધોબી પણ નાહવા લાગ્યો. સાધુએ પૂછ્યું : મને તો તારા છાંટા ઊડ્યા માટે હું ફરીવાર નહાઉં છું. પરન્તુ તું કપડાં ધોવાં મૂકી દઈને શું કામ નહાય છે ? ધોબી બોલ્યો : મહારાજ ! આપ જ કહો છો કે ક્રોધ તો ચાંડાલરૂપ છે. આપે ક્રોધ કર્યો, માટે આપ ચાંડાલ બન્યા અને મારે તમારો સ્પર્શ કરવો પડ્યો. તેથી મારે પણ નાહવું પડે છે.

ક્રોધના ફળ કડવાં છે ને સમતાનાં ફળ મીઠાં છે એવું તમે અનેકવાર વાચ્યું છે ! વાચ્યા પછી એ વાત તમને સાચી લાગતી હોય તો પછી ઘડીઘડીમાં ક્રોધ શું કામ કરો છો ! એવાં કડવાં ફળો ચાખી ચાખીને શા મા ... ખ ... છો ? તમે તમારી જાત ઉપર ક્રોધ કરો છો. માની લઈએ કે ... અના ... છ ... તા તમે ક્રોધ કરીને એને સુધારી શકશો નહીં અને ... તમારો ને એ બીજાના સંબંધ બગડ્યું બગડ્યું તો આ એક ... પૂ તા છે માટે પણ ક્રોધ નકામો છે.

શ્રી ... પદ્મનાભ ... પાસેથી દ્રૌપદીને લઈને પશ્ચિમ ખંડવાને ... નારી ... અને ... બેસીને તેઓ આવતા હતા. બરાબર ... ધાતકીખંડના ... ભરતક્ષેત્રની ચંપાપુરીમાં મુનિસુવ્રત નામના ... તીર્થંકરદેવ વિરાજમાન હતા અને પ્રભુ ... નામના ... હતા. ધાતકીખંડના કપિલ નામના ... ના સાંભળતા હતા. ત્યારે શ્રીકૃષ્ણ

વાસુદેવનો પાચજન્ય શખ વાગ્યો ત્યારે કપિલ વાસુદેવના મનમા થયુ કે મારા જેવો જ શખનાદ કરનાર કોઈ બીજો વાસુદેવ પ્રકટ થયો કે શુ ? કપિલ વાસુદેવના મનનો આ અધ્યવસાય તીર્થંકરદેવે જાણી લીધો આથી તેમણે પૂછ્યુ, 'કપિલ વાસુદેવ ! ધર્મદેશના સાભળતા તમને આવો સકલ્પ થયો ?' કપિલ વાસુદેવે વદના કરીને કહ્યુ, 'હા પ્રભુ ! આપની વાત સાચી છે' આથી મુનિસુવ્રતસ્વામીએ પદ્મનાભ રાજાએ દ્રૌપદીનુ અપહરણ કરાવ્યુ ત્યાથી લઈને શ્રીકૃષ્ણ વાસુદેવ આવ્યા હતા ત્યાસુધીની બધી હકીકત કહી સભળાવી આથી કપિલ વાસુદેવને એમ થયુ કે 'જબૂદ્વીપના શ્રીકૃષ્ણ વાસુદેવ અનાયાસે મારા ખડમા પધાર્યા છે, માટે હુ તેમને મળુ અને તેમનુ સ્વાગત કરુ' આવો તેના મનનો ભાવ તીર્થંકરદેવ જાણી ગયા તેઓ તેને શુ કહેશે તે અવસરે

ૐ શાન્તિ

*

# વ્યાખ્યાન : ૧૧૧

(બુધવાર, તા ૩૦-૧૦-૬૪)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે શ્રીકૃષ્ણ અને પાચ પાડવોના રથો લવણસમુદ્રના માર્ગે ચાલતા થયા કપિલ વાસુદેવના મનમા સકલ્પ થયો કે મારા સમાન પદવી ધરાવનારા જબૂદ્વીપના કૃષ્ણ વાસુદેવને હુ મળુ અને તેમનો સત્કાર કરુ પરતુ તીર્થંકરદેવે તેને અટકાવતા કહ્યુ, 'ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમા બે તીર્થંકર, બે ચક્રવર્તી, બે વાસુદેવ આદિ ભેગા થઈ શકે નહી' આમ છતા કપિલ વાસુદેવનો ઉત્સાહ અટકી શક્યો નહી આથી એ

તુ આવી અનીતિ, અધર્મ ને અત્યાચાર કરે છે ? અને સામેથી તારા પરાક્રમની વાત ઉપજાવી કાઢે છે ? ભૂલ ક્યાઁ પછી એને છુપાવવાનો મારી આગળ પણ પ્રયાસ કરે છે ?"

ભૂલ કરો તો ભલે કરો, પણ છુપાવવા માટે—
યુક્તિ શોધશો મા, ખોટુ બોલશો મા,
ડહાપણ ડોળશો મા, નીતિ ચૂકશો મા

જે મનુષ્ય ભૂલ જ ન કરે તે ઉત્તમોત્તમ છે, ભૂલ ક્યાઁ પછી સુધારી લેનાર મધ્યમ છે અને ભૂલ ક્યાઁ પછી તેને છુપાવનાર મનુષ્ય અધમમા પણ અધમ છે આને '**मायामोसो**'—કપટ કરીને છુપાવવાનુ પાપ કહેવામા આવે છે આવા અધમ મનુષ્યને આ લોકમા અને પર-લોકમા—નારકીના ભવમા અનેક કષ્ટો ભોગવવા પડે છે પરમાધામી દેવો તેની જીભ ખેંચી લે છે આવા પાપી જીવને આ લોકમા પણ દુખો ભોગવવા પડે છે પદ્મનાભ રાજાને કપિલ વાસુદેવે તરત જ હદપાર થવાનો હુકમ આપ્યો, અને તેના પુત્રને અમરકકા નગરીનુ રાજ્ય સોપી દીધુ પાપી મનુષ્યને ક્યાય ઠેકાણુ મળતુ નથી

જેણે પોતાના કરેલા પાપને ઢાક્યા હોય ને પુણ્યને પ્રદર્શનમા મૂક્યા હોય—ઉઘાડા ક્યાઁ હોય તેની દશા પદ્મનાભ રાજા જેવી થાય છે તમને તમારા કરેલા પાપોનો પશ્ચાત્તાપ થાય છે ? એક ભક્ત કહે છે કે—

રૂવે રૂવે ભર્યાં પાપ, પ્રભુજી મારે રૂવે રૂવે ભર્યાં પાપ રે,
કિયુ વિધિ હવે હુ ઊગરુ, પ્રભુ શરણ ગ્રહ્યુ મે આજ રે
શરણ ગ્રહ્યુ મે આજ પ્રભુજી મારા ! શરણ ગ્રહ્યુ મે આજ રે,
મારી બેલડીને બૂડવા ના દિયો પ્રભુ, શરણ ગ્રહ્યુ મે આજ રે

હે મારા પ્રભુ ! મારા માથાના વાળ ગણવા હોય તો ગણી શકાય છે, પરતુ મારા પાપ ગણ્યા ગણાય તેમ નથી હવે તો મે તારુ શરણ સ્વીકાર્યુ છે, માટે મારી નાવ ડૂબે નહી તેમ કર જો !

તુ ત્યા નહી જતો એ માયાનો સગ કરવા જેવો નથી પદ્મનાભ રાજા છુપાવવા ગયો ને છતા એના પાપ છુપાવ્યા છુપાઈ શક્યા નહી અભિમાનમા જે અધ છે તેની બુદ્ધિના બારણા બધ છે

દાટયા હશે ત્યાથી ડોકિયા કરશે, કપટ તણા એ કામ જી,
' કાગ ' અ તે ઉઘાડા પડશે, ને રોશે આતમરામજી જીવ તુ

જેણે કાળા કૃત્યો છાના છાના કર્યાં હોય તેને છાના કેન્સર થાય છે પછી એ કોઈને કહી પણ શકતો નથી ને સહી પણ શકતો નથી. આવા અનેક પાપોનુ ફળ ભગદર, જળોદર, કેન્સર વગેરે રોગોમા ભોગવ્યા વિના છૂટકો નથી માટે પાપ કરતા પાછુ વાળીને જોજો પાપ ભોગવતી વખતે કેટલાયને રડવા માટે આસુનો સ્ટોક ઓછો પડે છે, કેટલાયે ગળે ફાસો કે અફીણ આદિ ઝેર ખાઈને ઊઘી જાય છે ને કેટલાય પોતાને હાથે પિસ્તોલની ગોળાથી ઠાર થઈને પોઢી જાય છે

કપિલ વાસુદેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો શ્રીકૃષ્ણ તથા પાડવોના રથો લવણસમુદ્રને કિનારે પહોચી ગયા શ્રીકૃષ્ણે પાડવોને કહ્યુ, ' તમે તમારા રથમા બેસીને જાવ રસ્તામા ગગા નદી આવશે ત્યા એક હોડી હશે તે દ્વારા સામે કિનારે પહોચીને હોડી પાછી મોકલજો અને મારી રાહ જોજો હુ લવણસુસ્થિતદેવ પાસે જઈને તેનો આભાર માનીને તમને આવી મળુ છુ ' શ્રીકૃષ્ણમહારાજ લવણસુસ્થિતદેવ પાસે ગયા અને પાડવો આગળ ચાલતા થયા ગગાનો કિનારો આવતા તેમા પડેલી નાવમા પોતપોતાના રથ મૂકીને તેઓ સામે કિનારે પહોચ્યા કિનારા પર આવીને પાડવોના મનમા એક કુવિચાર જાગ્યો ગગાની અદર પડેલી નાવને તેમણે ડુબાડીને સતાડી દીધી હવે શ્રીકૃષ્ણ ગગામાથી કેવી રીતે અહી આવી શકશે એ જોવા માટે તેઓ કિનારા પર ઊભા રહ્યા

લવણસુસ્થિતદેવનો આભાર માનીને શ્રીકૃષ્ણમહારાજ રથમા બેસીને ગગાકિનારે આવ્યા ત્યા નાવ તેમના જોવામા આવી નહી તેમને આશ્ચર્ય થયુ કે નાવ વિના પાડવો કેવી રીતે સામે કિનારે ગયા હશે ? શુ સાડાબાસઠ યોજનનો ગગાનો પટ તેઓ પોતાના બળથી તરી ગયા હશે ?

તમે સમજતા થયા ત્યારથી લઈને આજસુધીમાં તમે કેટલાં પાપો કર્યાં છે તેનો સરવાળો માંડ્યો છે કોઈ વાર ? તમે તમારા દિલને પૂછી જુઓ કે કેટલા સાધુઓ અને જ્ઞાનીઓ ઉપર દ્વેષ કર્યો છે !

ગુણીનો કીધો પ્યાર પ્રભુજી મારા ગુણીનો કીધો પ્યાર જી
અછતાં આળ ઓઢાડિયાં પ્રભુ શરણ ગ્રહ્યું મેં આજ જી

ભગવાન કહે છે **ગુણિષુ પ્રમોદમ્** — ગુણવાનોને જોઈને તમારામાં પ્રમોદભાવ આવવો જોઈએ. તેને બદલે કેટલાક ગુણવાનો અને જ્ઞાનીઓ ઉપર મિથ્યા દોષારોપણ કરે છે એની આગાહી તે જોઈ શકતા નથી છતાં બચાવમાં એ કહે છે કે મેં તો સારા માણસ પાસેથી સાંભળ્યું છે ! માટે એવા જોયા વિનાના અછતા આરોપો મૂકશો નહીં ભગવાન કહે છે કે સત્તર પાપસ્થાનો જપ, તપ, સંયમ, વ્રત-પચ્ચક્ખાણ, વૈરાગ્ય આદિથી તોડી શકાય છે પરંતુ 'અભ્યાખ્યાન (કોઈના ઉપર મિથ્યા આળ ચઢાવવા)નું પાપસ્થાન કોઈપણ સાધના કરવાથી તોડી શકાતું નથી. કોઈને આળ ચઢાવ્યું હોય તેનું પાપ તો પોતાના ઉપર એવું જ આળ ચડે ત્યારે જ ઉતરે છે માટે બીજાનો ક્યારે ઉભેળો ન લેશો પદ્મનાભ રાજાએ પાપકર્મ કર્યું અને તેને ભૂપાત્યું આથી એ પદભ્રષ્ટ થઈ ગયો. પરસ્ત્રીના સંગનું કેવું બૂરું પરિણામ આવ્યું ! દુરાચારી મનુષ્ય જ્યાં જાય ત્યાં ધક્કા ખાય છે પોતાનું જ પાપ પોતાને પીડા આપે છે જ્ઞાનીઓ કહે છે કે—

જીવ જાય નહીં કરણ આવે ને એની બધા મોટે ખામ જી
ધૂતેલ માથા એને ખાવા દોડશે જોખમ આઠે જામ જી
જીવ ! તું ભલાં કરીશ નહીં કામ જી
ભલાં કરીશ નહીં કામ, નહીં તો તારો રિસાઈ જાશે રામ.
જીવ તું

આખા શરીરમાંથી એક તોલાનું નાક જાય તો શું બાકી રહે ? એમ સદાચાર વિનાના જીવનની કોઈ કિંમત નથી. માયાના પરિણામ જીવને દુર્ગતિમાં ફેંકી દે છે ધા મેરવે નહીં અને ધા મેલસે જ.

તુ ત્યા નહી જતો એ માયાનો સગ કરવા જેવો નથી પદ્મનાભ રાજા છુપાવવા ગયો ને છતા એના પાપ છુપાવ્યા છુપાઈ શક્યા નહી અભિમાનમા જે અંધ છે તેની બુદ્ધિના બારણા બધ છે

દાટયા હશે ત્યાથી ડોકિયા કરશે, કપટ તણા એ કામ જી,
' કાગ ' અતે ઉઘાડા પડશે, ને રોશે આતમરામજી જીવ તુ

જેણે કાળા કૃત્યો છાના છાના કર્યા હોય તેને છાના કેન્સર થાય છે પછી એ કોઈને કહી પણ શકતો નથી ને સહી પણ શકતો નથી આવા અનેક પાપોનુ ફળ ભગદર, જળોદર, કેન્સર વગેરે રોગોમા ભોગવ્યા વિના છૂટકો નથી માટે પાપ કરતા પાછુ વાળીને જોજો પાપ ભોગવતી વખતે કેટલાયને રડવા માટે આસુનો સ્ટોક ઓછો પડે છે, કેટલાયે ગળે ફાસો કે અફીણ આદિ ઝેર ખાઈને ઊ઼ઘી જાય છે ને કેટલાય પોતાને હાથે પિસ્તોલની ગોળીથી ઠાર થઈને પોઢી જાય છે

કપિલ વાસુદેવ પોતાને સ્થાને ચાલ્યો ગયો શ્રીકૃષ્ણ તથા પાડવોના રથો લવણસમુદ્રને કિનારે પહોચી ગયા શ્રીકૃષ્ણે પાડવોને કહ્યુ, ' તમે તમારા રથમા બેસીને જાવ રસ્તામા ગગા નદી આવશે ત્યા એક હોડી હશે તે દ્વારા સામે કિનારે પહોચીને હોડી પાછી મોકલજો અને મારી રાહ જોજો હુ લવણસુસ્થિતદેવ પાસે જઈને તેનો આભાર માનીને તમને આવી મળુ છુ ' શ્રીકૃષ્ણમહારાજ લવણસુસ્થિતદેવ પાસે ગયા અને પાડવો આગળ ચાલતા થયા ગગાનો કિનારો આવતા તેમા પડેલી નાવમા પોતપોતાના રથ મૂકીને તેઓ સામે કિનારે પહોચ્યા કિનારા પર આવીને પાડવોના મનમા એક કુવિચાર જાગ્યો ગગાની અદર પડેલી નાવને તેમણે ડુબાડીને સતાડી દીધી હવે શ્રીકૃષ્ણ ગગામાથી કેવી રીતે અહી આવી શકશે એ જોવા માટે તેઓ કિનારા પર ઊભા રહ્યા

લવણસુસ્થિતદેવનો આભાર માનીને શ્રીકૃષ્ણમહારાજ રથમા બેસીને ગગાકિનારે આવ્યા ત્યા નાવ તેમના જોવામા આવી નહી તેમને આશ્ચર્ય થયુ કે નાવ વિના પાડવો કેવી રીતે સામે કિનારે ગયા હશે ? શુ સાડાબાસઠ યોજનનો ગગાનો પટ તેઓ પોતાના બળથી તરી ગયા હશે ?

## વ્યાખ્યાન : ૧૧૨

(ગુરુવાર, તા ૩૧-૧૦-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય લોકમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે દ્રૌપદીદેવી શ્રીકૃષ્ણમહારાજને વીનવવા લાગ્યા કે 'મારા પતિઓએ આપનો અપરાધ કર્યો છે આપે અમારા ઘણા ઘણા ઉપકાર કર્યા છે આપનુ બળવીર્ય અમોઘ છે માટે હવે આપનો ક્રોધ શાન્ત કરો અમે આપની ક્ષમાયાચના કરીએ છીએ' પરતુ શ્રીકૃષ્ણે કહ્યુ, 'બહેન ! પાડવોએ કહેલા વચનો હુ ભૂલી શકુ તેમ નથી મે જે લોહદડ હાથમા લીધો છે તે મારો ક્રોધ ઉતર્યા વિના નીચે મુકાશે નહી '

'દ્રૌપદી તારા પતિના વેણ કે ક્ષણ ક્ષણ સાભરે રે લોલ'

દ્રૌપદીએ પાડવોને રથમાથી નીચે ઉતાર્યા અને શ્રીકૃષ્ણે ક્રોધથી ઉગામેલો લોહદડ એમના પાચેય રથો પર પડ્યો આથી પાચેય રથો ચૂર્ણ બની ગયા ક્રોધપૂર્ણ શબ્દોથી શ્રીકૃષ્ણે પાડવોને કહ્યુ, 'તમે મારા બળ, વીર્ય અને ઐશ્વર્યને ઓળખી શક્યા નહી અને નાવને સતાડી દઈને મારી મશ્કરી કરી તેથી હુ તમને દેશનિકાલ કરુ છુ ' આમ કહીને શ્રીકૃષ્ણે પોતાના રથને દ્વારિકાનગરી તરફ પાછો વાળ્યો પાડવો નીચે મોઢે પગે ચાલીને હસ્તિનાપુરમા આવ્યા દ્રૌપદીને પાછી લાવવાથી હસ્તિનાપુરની પ્રજા અને બધા રાજી થયા, પણ પાડવો ઉદાસચિત્તે અતપુરમા આવ્યા અને પાડુરાજાને તથા કુતાજીને બધી વાત

કરી. આ સાંભળીને કુંતાજી બોલ્યાં : તમે બહુ ખોટું કામ કરી નાખ્યું છે. શ્રીકૃષ્ણે કરેલા ઉપકારનો બદલો તમે અપકારથી વાળ્યો છે. અને તો અપકારી પર ઉપકાર કરવો જોઈએ.

પાંડુ રાજાએ કુન્તાજીને કહ્યું : તમે જલદીથી શ્રીકૃષ્ણમહારાજ પાસે પહોંચી જાવ અને આ દુનિયામાં ક્યાંય આપણું સ્થાન રહે તેવું કરો. કુંતાજીએ દ્વારિકાનગરી તરફ જવા માટે હાથી તૈયાર કર્યો અને હસ્તિનાપુરમાંથી દ્વારિકા જવા તૈયાર થયાં.

એક વડના બીજમાં અનંત વડો, એક ગોટલીમાં અનંત આંબાઓ અને એક આર્યિસ્ટામાં અનંત આર્યસ્ટીઓની સત્તા પડેલી છે. જીવ આવી અનેક ભૂલો કરીને કર્મનાં બીજ વાવતો હોય છે. એને બીજ વાવતી વખતે કર્મનાં ફળોનો ખ્યાલ રાખવો જોઈએ. જ્ઞાનીઓ કહે છે કે—
As you sow so shall you reap—જેવું કરશો તેવું પામશો.

ભૂલ કયાં છે તારી એની કર ને તપાસ રે
સમતાએ એ ભૂલ સુધાર તું અંતર ધરીને ઉલ્લાસ રે
મા મા હાથે કરીને નરભવ રત્ન સમાન રે.
ખો મા હાથે કરીને

જશો તેમ તેમ દુષ્ટ ભાવો તમારામાથી પલાયન થતા જશે એકલી વાતોના વડાથી તમારુ પેટ ભરાવાનુ નથી '**वत्थुसहावो धम्मो**'—વસ્તુનો સ્વભાવ તે ધર્મ સ્વમા રમણ કરવુ એ આત્માનો સ્વભાવ છે મગજના લોહીને છણુછણતુ કરી મૂકવુ એ આત્માનો ધર્મ નથી એમ છતા ક્રોધ થઈ જાય છે, એ તમારા આત્માની નબળાઈ છે આમ ક્યારે થાય ? ક્રોધ એ વિભાવ છે ને ક્ષમા એ સ્વભાવ છે, એમ સમજાય તો ક્રોધ થતો અટકે ગુણ અને ગુણીનો અભેદ છે ગુણને ધારણ કરનાર દ્રવ્ય છે ગુણ વિનાનુ દ્રવ્ય કહેવાય નહી, કારણ કે '**गुणपर्यायवद् द्रव्यम्**' માટે કોઈપણ જાતની ભૂલ કે ભ્રાન્તિ વિનાના થવુ હોય, તો અરિહતના પ્રરૂપેલા માર્ગે પ્રસ્થાન કરો અરિહતને સેવો તો અરિહત જેવા થવાય અને ભોગીને સેવો તો ભોગી જેવા થવાય. વિષયકષાયોથી તરબોળ હોય તેવા કરોડપતિની સેવા મોક્ષેચ્છુઓ કરતા નથી મોક્ષાર્થી જીવોને કરોડોની કિમત નથી, પરતુ ગુણની કિમત છે આવા ગુણગ્રાહી જીવોને ચક્રવર્તી અને વૈમાનિકની ઋદ્ધિ પણ તરણા સમાન લાગે છે

અબજોપતિને પણ અદર લા'ય લાગી છે, કારણ કે સુખ ધન કે વૈભવોમા નથી, પણ આત્મામા છે,

**नवि सुहि देवता देवलोये, नवि सुहि पुढवीवई राया।**
**नवि सुहि सेट्ठसेणावइयं, एगंतसुही मुणी वीतरागी ॥**

ચક્રવર્તીઓ અને દેવતાઓ સુખી નથી, માત્ર વીતરાગી મુનિઓ જ સાચા સુખી છે માટે ભગવાન કહે છે કે અમે તમને જે પથ્ય બતાવીએ તેને તમે છોડી દેશો નહી. જે વસ્તુ ખાવાની નથી એને ખાશો, તો એ ફૂટી નીકળશે ભગવાનની વાણી રસાયન સમાન છે રસાયનને બહુ ઓછા પ્રમાણમા પણ લેવાથી રોગનો નાશ થઈ જાય છે, પરતુ પથ્ય પાળવામા ભૂલ થાય તો ? તો એ રસાયન ફૂટી નીકળે કે નહી ? ભગવાન કહે છે કે આરભ અને પરિગ્રહ એ કુપથ્ય છે, પરતુ ભગવાન જેની ના પાડે છે તેને તો તમે હોમે હોસે કરો છો.

પણ કર્મની ગતિ ગહન છે એક રાજાને ત્યા પુત્ર જન્મે ને આખુ રાજ્ય ઘેરઘેર ઉત્સવો ઊજવે અને બધાને મિષ્ટાન્નો વહેચાય. એ જ સમયે એક વાઘરીને ત્યા પુત્રનો જન્મ થાય, તો તેને ગળથૂથી પાવા માટે પણ ભીખ માગવા જવુ પડે બન્ને એકસાથે જન્મ્યા, છતા બન્નેના ભાગ્યમા કેટલો બધો ફેર છે?

'એક વેપારી એક વાઘરી, પ્રત્યક્ષ પટતરે જોય'

માટે આ કર્મના નિયમોને અને મહત્ત્વને જાણો પાંડવોએ જાણી જોઈને શ્રીકૃષ્ણની મશ્કરી કરી, તેથી તેમને શ્રીકૃષ્ણના કોપપાત્ર બનવું પડ્યુ પાડુ રાજાના કહેવાથી કુતાજી હાથી ઉપર બેસીને દ્વારિકા નગરી તરફ ચાલતા થયા

ૐ શાન્તિ

*

## વ્યાખ્યાન : ૧૧૩

(શુક્રવાર, તા ૧-૧૧-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે. મહાપુરુષોની કરેલી અવહેલનાનુ ફળ તુરત જ મળે છે પાડવોને દેશ-નિકાલ કર્યો પછી હવે ક્યા રહેવુ એની ચિન્તા થઈ પડી ભગવાન કહે છે કે, '**न यावि मोक्खो गुरुहीलणाए**'—ગુરુની અવહેલના કરનારનો પણ મોક્ષ થતો નથી કુન્તાજીએ દ્વારિકા જઈને શ્રીકૃષ્ણને વિનતી કરી કે ભૂલ કરી હોવા છતા પણ પાડવો તમારા ભાઈઓ છે, તો હવે તેમને તમારા રાજ્યમા ક્યાંક રહેવાની જગ્યા આપો. શ્રીકૃષ્ણે કહ્યુ, 'દક્ષિણ દિશાના વનમા, જ્યા ખાલી જગ્યા પડેલી છે, ત્યા પાડુમથુરા નામનુ નવુ નગર વસાવીને પાડવો ભલે રહે, પણ હવે

તેઓ મને મોઢું ન બતાવે. કુન્તાજીએ ગર્ભ હરીને પાંડુ રાજાને આ વાત કહી. પાંડુ રાજાએ પાંડવોને બોલાવીને કહ્યું તમારી જ ભૂલથી તમારે આટલું મોટું હસ્તિનાપુરનું રાજ્ય છોડવું પડે છે તમારી કોઈ ભૂલ તમને નડી રહી છે આ જીવ પણ પોતાની જ ભૂલથી ભટકી રહ્યો છે તેણે સાચો પ્રયત્ન કર્યો નથી. જે કર્મે તેના પર અત્યાર સુધી જોર જમાવ્યું છે તેના પર વિજય મેળવવા માટે તમારે એમનો માર્ગ પકડવો જોઈએ. તમે ચાર ચાર માસથી ભગવંતનો પ્રરૂપેલો ધર્મબોધ સાંભળી રહ્યા છો પણ જેમ માછલીને પાણીમાં ડુબાવીએ ને બહાર કાઢીએ ત્યાં ખાલી ને ખાલી! તેમ તમે પણ જો બહાર જઈને ભૌતિકની ભૂતાવળમાં ભરમાઈ જશો તો સાંભળવાનો કોઈ અર્થ નથી. માટે ચાર ચાર માસથી સાંભળેલા જ્ઞાનનો આચરણ દ્વારા ઉપયોગ કરજો.

પાંડવોને કુટુંબ સહિત હસ્તિનાપુર છોડવું પડ્યું આટલું મોટું રાજ્ય વૈભવ અને મહેલો છોડવામાં તેમને ઘણું દુઃખ થયું કારણ કે તેમણે તેને મારું માન્યું છે મમતા ત્યાં દુઃખ છે પણ છોડ્યા વિના છૂટકો જ ન હતો ત્યાંથી નીકળીને તેઓ દક્ષિણ દિશાના વનમાં આવ્યા અને પાંડુમથુરા નામનું નગર વસાવીને તેમાં રહેવા લાગ્યા. દ્રૌપદીને એક પુત્ર થયો તેનું નામ પાંડુસેન રાખવામાં આવ્યું. પુત્ર મોટો થતાં પાંડવોએ તેને વિદ્યાભ્યાસ કરાવ્યો. વ્યવહારની વિદ્યા તો માતાપિતા બાળકને શીખવે છે પણ આત્માને મુક્ત કરવાની વિદ્યા ગુરુ વિના કોઈ બતાવતું નથી. મદારી વાંદરાને નાચ કરવાની, પૈસા માગવાની અને પ્રેક્ષકોને ખુશ કરવાની કળા તો શીખવે છે પણ પોતાની જ ડોકમાં બાંધેલી સાંકળ છોડવાની કળા શીખવતો નથી. તેવી જ રીતે માબાપ પણ પોતાના પુત્રને સંસારમાં બંધાવાની વિદ્યા તો શીખવે છે પણ એ બંધનમાંથી મુક્ત કેમ થવું એ તો ભગવાન મહાવીરના સાધુઓ સિવાય કોઈ શીખવતું નથી. સંસારમાં પુત્ર, પૌત્ર અને પ્રપૌત્રાદિકના મોહમાં જીવ ફસાયો રહે છે મહાત્માઓ કહે છે કે આવા મોહને તમે

આ ખાડામા પડશો નહી હવે જો તમારે એમાથી બચવુ હોય, તો મોક્ષમાર્ગે પ્રયાણ કરજો એના વિના તમે જે કાઈ કરી રહ્યા છો તે તો બીજા પચેન્દ્રિય જીવો પણ કરે જ છે. તમારામા અને એકેન્દ્રિયથી પચેન્દ્રિય સુધીના જીવોમા આહાર, ભય, મૈથુન વગેરે દસ સંજ્ઞાઓ પડેલી છે. જો તમારામા પણ એ જ દસ સજ્ઞાઓ માત્ર હોય, તો તમે જરા પણ આગળ વધ્યા ન ગણાઓ સમ્યગ્જ્ઞાન, દર્શન અને ચારિત્ર વિના મોક્ષ નથી તમને મોક્ષમાર્ગના પ્રણેતા અને જગતના ઉદ્ધારક ભગવાનનો આ માર્ગ મળ્યો છે અને તેમા સાચા મગલસ્વરૂપ ધર્મ છે—'**धम्मो मंगलम्।**' મોક્ષસુખને નજીક લાવે અને પાપને પીગળાવે તેનુ નામ મગલ છે અનત ધર્મોને ધારણ કરનારો ધર્મી આત્મા છે એ અનત-કાળથી હતો, અત્યારે છે ને ભવિષ્યમા હશે એ નિત્ય, શાશ્વત અને ધ્રુવ છે દરેકના આત્મા જુદા જુદા છે તેમા સૌને પોતપોતાના કર્મો ભોગવવાની સ્વતત્રતા છે ઘઉની કોઠીમા જેમ ઘઉના એકેએક દાણા જુદા છે, તેમા પ્રદેશભેદે ભેદ છે અને લક્ષણભેદે તે એક છે, તેવી જ રીતે આત્મા પણ પ્રદેશભેદે ભેદવાળો અને લક્ષણભેદે એક છે કેટલાક લોકો આત્માને માને છે, પણ જો આત્મા એક જ હોય, તો એક ભગવાન ને એક નારકી કેમ બને ?

કોઈનુ કર્મ કોઈને ભોગવવાનુ નથી તમારી ભૂલ કોઈ ટાળી દે તેમ નથી સોનાની ખાણમાથી ખોદેલી માટીને જેમ અગ્નિની ભઠ્ઠીમા અને તેજાબ આદિમા શુદ્ધ કરીને ચોખ્ખુ સોનુ બનાવવામા આવે છે, તેવી જ રીતે અશુદ્ધ આત્માને પ્રયોગ અને પુરુષાર્થ દ્વારા શુદ્ધ કરવો જોઈએ સસારનો પુરુષાર્થ તો કોઈવાર નિષ્ફળ પણ થાય છે, ત્યારે મોક્ષ માટેનો પુરુષાર્થ નિષ્ફળ નીવડતો જ નથી સસારના પુરુષાર્થમા પ્રારબ્ધની જરૂર પડે છે, ત્યારે મોક્ષ માટેના પુરુષાર્થમા પ્રારબ્ધની પણ જરૂર રહેતી નથી, તેમા તો આગેકદમ કરવાની જરૂર છે ત્યારે તમે રાજહઠ, બાલહઠ, જોગીહઠ અને સ્ત્રીહઠથી જુદા પ્રકારની પીછેહઠ કરો છો મહેમાન જાય ત્યારે તમે ભાથુ બાધી આપો છો, પણ અમારા

વિહાર વખતે અમે તમને મોક્ષનું ભાથું બંધાવીએ છીએ. જીવને સાચો માર્ગ બતાવનારા સદ્‌ગુરુ છે અને ભવભ્રમણ વધારનાર કુગુરુ છે.

પાંડવોનો પાંડુસેન નામનો પુત્ર મોટો થયો. એટલામાં ભગવાન નેમિનાથના શિષ્યો વિહાર કરતાં કરતાં પાંડુમથુરામાં પધાર્યા. પવિત્ર પાંડવોએ તેમની ધર્મદેશના સાંભળી અને તેમના હૃદયમાં વૈરાગ્યની દીપમાળા પ્રગટાઈ ગઈ. મુનિરાજની દેશનાથી તેમના દિલ રંગાઈ ગયાં. તેમના દિલ પોકારી ઊઠ્યાં કે—

ગુરુજી ! મુક્ત થવાનો અપૂર્વ માર્ગ બતાવજો રે,
ભવભ્રમણનો પાર ન આવ્યો
દયા કરી ગુરુ એવી ચાંપ બતાવજો રે ... ગુરુ

એક ચાંપ દબાવે ને હજારો દીવા પ્રગટી જાય, તેમ ગુરુની ધર્મદેશનાથી સુજ્ઞ શિષ્યોના હૃદયમાં વૈરાગ્યની જ્યોતિ પ્રગટી જાય છે. એમને હસ્તિનાપુર છોડતાં દુઃખ થયું હતું, પણ હવે પાંડુમથુરા છોડવા માટે તેઓ અધીરા બની ગયા. તમે ચાર માસથી ધર્મની દેશના સાંભળી, પણ એ તો બહેરાની વાત જેવું બન્યું. બહેરા આગળ જઈને એક માણસ પૂછે : તમારી તબિયત કેમ રહે છે ! પણ બહેરો બજારમાં જતો હતો એટલે એનું ધ્યાન ભાવતાલમાં હતું. આથી તેણે જવાબ આપ્યો : હમણાં ભાવ બહુ સારા આવે છે.

તમારા ભાવતાલ કેવા ચાલે છે ? તમે સર્વવિરતિ ન બની શકો તો દેશવિરતિ બનો અને સર્વવિરતિ થવાની ભાવના સેવો. આરંભ કર્યો હશે તો કોઈવાર પૂર્ણાહુતિ થશે. પણ જો પ્રારંભ જ નહીં કર્યો હોય તો શું થશે ? મુનિઓ તમને મુક્તિની કળા શીખવે છે. તમે મુક્તિના માર્ગને મુશ્કેલ માનો છો. તમને બંધાવું સહેલું લાગે છે ને મુક્તિનો માર્ગ મુશ્કેલ લાગે છે. તમને દંભ કરવો સહેલો દેખાય છે ને સરળતા લાવવી મુશ્કેલ લાગે છે. જીવની આ કેવી મૂઢતા ! કેવી દશા ! માટે હવે જડતાને ટાળો ને સત્ય વસ્તુને સમજો. મનુષ્ય

ભવ એ કથીર સમ બની ગયેલા આત્માને કુંદન બનાવનાર મોટો કીમિયાગર છે આ મનુષ્યભવ મુક્તિપુરીનું બંદર છે કર્મ સામે કેસ લડવાની હાઈકોર્ટ આ મનુષ્યભવ છે જન્મ અને મરણનું સહીસલામત ઑપરેશન કરનારું દિવ્ય ઑપરેશન થિયેટર આ છે કેટલાક કહે છે કે પ્રાણ ને પ્રકૃતિ એકીસાથે જાય, પણ એ ખોટી વાત છે પ્રદેશી રાજાએ પ્રકૃતિને પલટાવી નાખી કે નહી ? પણ જગતના જીવો ફાસલામા ફસાઈ ગયા છે એ પોતાના છોકરાનું સગપણ કરવાના કાર્યને ચાંદલા કહે છે એક જીવને સંસારના બંધનમા બાંધવાના ચાંદલા કરીને પછી મીઠાઈ, કપડા અને દાગીનાના રમકડામા એ જીવને ભરમાવી દે છે, અને પછી એના લગ્ન લેવાય છે આ લગ્ન લેવાય છે કે વર અને કન્યા લેવાઈ જાય છે ? તમે બધા વર અને કન્યાને સંસારમા હોમવારૂપ ' જાન ' મા જાવ છો, અને પછી તો—

લઈ હાથમા શ્રીફળ અને વર ઘોડો બનીને જાય છે,
માનવ મટીને ત્યારથી પશુતુલ્ય એ પકાય છે

તમે આ ક્રિયાને વરઘોડો કહો છો આજ દિવસ સુધી એ બીચારો બે પગવાળો માનવ હતો, ત્યારે હવે બધા ભેગા થઈને એને પોતાના જેવો ચારપગો બનાવવા તૈયાર થાવ છો

સાસુ જ્યારે પોખવા માટે આવે છે, ત્યારે પ્રથમ ધોસરું બતાવીને સાનમા સમજાવે છે કે આ સંસારનું ધોસરું તારા પર પડશે, પછી સાંબેલું બતાવીને કહે છે કે આ સાંબેલાથી તારા છોતરા ઊતરી જશે, પછી રવાઈ બતાવીને સમજાવે છે કે તારે વલોવાઈ જવું પડશે અને છેલ્લે અણીવાળો સળિયો ( ત્રાક ) બતાવીને કહે છે કે તારે આ તીરની જેમ વીંધાઈ જવું પડશે કેટલીક વેવાણો એને ગાળો પણ આપે છે કે ' તારી માને ક્યા મૂકી આવ્યો રે . . ,' છતા મોહરાજાનું બળ એવું જબ્બર છે કે એ ગાળો પણ એને ઘીની નાળો જેવી લાગે છે !

ત્યારપછી બે ચોખાના અને બે રાખના એમ ચાર પીંડિયા ફેરવીને સમજાવે છે કે તારી રાખ મરણ પછી ચારેય દિશામા ઊડી

જવાની છે ને તારા મરણ પછી અંધ મિથ્યાત્વ ઉકળવાના છે, ત્યારે તારે તો આ પીંજરાની જેમ ચતુર્વિધ ગતિમાં ભટકવાનું રહેશે. છતાં મોહપાશમાં જકડાયેલો વરઘોડો સમજતો નથી। ઉંદર તેની સામે કેળિયાનો સંપુટ મૂકીને છૂટવી નાખે છે અને કહે છે કે આ આકરમાંનાં કરમ ફૂટવા લાગે છે। આથી સાધુ તેનું નાક તાણીને કહે છે કે તારે નાક જ રાખવું નથી.

ઓચ્છવમાં પૂરું એ વખતે કેટલીક જ્ઞાતિઓમાં કન્યા આણીને તમોળનો કોગળો ભરી જાય છે। આટઆટલા સત્કાર છતાં એ વર જ્યારે પાછો જતો નથી, ત્યારે તેને કન્યા પરણાવે છે જેમ આ વીતનથી માથા વળગી ? છતાં બે પગો મટીને ચાર પગો થયો. પછી તો છ પગો આઠ પગો અને બહુપગો બની ગયો। હવે સાચા સદ્ગુરુ મળ્યા વિના એને માનવ કોણ બનાવે? માનવ બન્યા પછી- વિવેકી થયા પછી જ મોક્ષમાર્ગને એ વિચારી શકે ને!

## વ્યાખ્યાન : ૧૧૪

(શનિવાર, તા ૨-૧૧-૬૩)

અહી નાથે સિદ્ધાન્ત પ્રરૂપ્યા ત્રણેય કાળમા સિદ્ધ થયેલી વસ્તુને સિદ્ધાન્ત કહે છે

જ્ઞાતાસૂત્રના ૧૬મા અધ્યયનમા દ્રૌપદીનો અધિકાર ચાલે છે પાડુસેન નામના પુત્રનો રાજ્યાભિષેક કરીને પાચેય પાડવો અને દ્રૌપદીદેવી બધા '**मुण्डे भवित्ता**'—દીક્ષા લેવા માટે ચાલી નીકળ્યા સસાર પ્રત્યે અરુચિ થાય, તો જ ધર્મ પ્રત્યે રુચિ થાય જેનામા સવેગ હોય તેને જ નિર્વેદ થાય છયે જણાએ મહાનિષ્ક્રમણ કર્યું જેના રોમરોમમા મોક્ષ માટે અભિરુચિ જાગે તે કોઈનો દાબ્યો દબાય નહી

દૃષ્ટાન્ત—એક મહાત્મા ગામ બહાર નદીકિનારે પર્ણકુટી બાધીને રહેતા હતા અનાયાસે એ દેશનો રાજા ત્યા આવ્યો અને મહાત્માને નમસ્કાર કર્યા એટલે મહાત્માએ સામેથી રાજાને પણ નમસ્કાર કર્યા આથી રાજા એ પૂછ્યુ, 'મારા જેવા અઢારેય પાપકર્મ કરનારને આપ જેવા મહાત્માએ નમસ્કાર શા માટે કરવા જોઈએ?' મહાત્માએ જવાબ આપ્યો, 'રાજન્! લોકો અમને ત્યાગી કહે છે, પણ અમે તમારા જેવો મહાન ત્યાગ કરી શકયા નથી અમે માત્ર ઉપરના છોતરા જેવા ભૌતિક સુખનો કર્યો છે, ત્યારે તમે તો સારામા સારી મોક્ષ જેવી વસ્તુનો ત્યાગ કર્યો છે તમારા આ ત્યાગને હુ નસ્કાર કરુ છુ' મહાત્માની આ ટકોરથી રાજા સાચો ત્યાગી બની ગયો

પ્રાણુ સખા તુજ બાળ ગણીને નિશદિન દેજે સહારો,
જે દિન ભાન ભુલાય આતમનુ તે દિન કરજે ટકોરો રે
પ્રભુ મારા અતરને અજવાળો.

સાચા વૈરાગીને આત્માનું અને લોકનું જ્ઞાન થાય છે. છ દ્રવ્યો છે (૧) ધર્મ (૨) અધર્મ (૩) આકાશ (૪) કાલ (૫) પુદ્ગલ, અને (૬) જીવ. તેમાં પ્રથમનાં ધર્મ અધર્મ અને આકાશ એ ત્રણે એક એક છે બાકીનાં ત્રણ અનેક છે. આ છ દ્રવ્યો જેમાં હોય તેને લોક કહેવાય છે. તેમાં આત્મા જાણનાર છે. જો એ જડનો સંગ ન કરે તો તેનો જે અનંત વૈભવ છે તે તેને મળે. એ સુખો દેખાડનાર જ્ઞાન છે. પુદ્ગલમાં વર્ણ, રસ, ગંધ, સ્પર્શ અને શબ્દ આદિ છે. આત્મામાં એ નથી. આકાશ એ ક્ષેત્ર છે ત્યારે બાકીનાં પાંચ દ્રવ્યો ક્ષેત્રી છે. ધર્માસ્તિકાયનો સ્વભાવ ચાલનારને મદદ કરે. અધર્માસ્તિકાયનો સ્વભાવ સ્થિર રહેનારને મદદ કરે. આકાશનો સ્વભાવ વિકાસલક્ષણ છે. કાળનો સ્વભાવ વર્તનાલક્ષણ છે. પુદ્ગલનો સ્વભાવ પૂરણગલનનો છે. જ્યારે જીવનો સ્વભાવ ચૈતન્યલક્ષણ છે. જ્યાં સુધી આત્મા રાગદ્વેષનો કર્તા હોય ત્યાં સુધી એ બંધનમાં રહે છે.

પાંચ પાંડવો અને દ્રૌપદી દીક્ષા લઈને આરાધનામાં ઉતરી ગયા. મનુષ્યે જ્ઞાન, દર્શન અને ચારિત્રની આરાધનામાં મશગૂલ થઈ જવું જોઈએ. સાધુઓને માટે ભગવાને નવકલ્પી વિહાર બનાવ્યો છે. આથી સાધુના સંયમમાં વૃદ્ધિ અને લોકોમાં ધર્મનો લાભ થાય છે. પાંડવોએ ચૌદ પૂર્વનું જ્ઞાન પ્રાપ્ત કર્યું. સોળ હજાર ગણુંસો લાખી અંબાડી સહિત હાથીઓ ઢંકાઈ જાય તેટલા કોરી શાહીના ઢગલા કરે. તેનું જેટલું લખાણ લખાય અને તેનું જ્ઞાન મુખપાઠ થાય તેને ચૌદપૂર્વનું જ્ઞાન કહે છે. દ્રૌપદીએ અગિયાર અંગનું જ્ઞાન મેળવ્યું અને સુવ્રતા આર્યાજીની સેવામાં લીન તપસંયમમાં અભિવૃદ્ધિ કરી.

આ જ્ઞાન ભણ્યું ભણાતું નથી અને શીખ્યું શીખાતું નથી. એના માટે તો—

મૂંગા વાચા પામતા, પંગુ ગિરિ ચઢી જાય,
ગુરુકૃપા બસ ઔર હૈ, અંધ દેખતા થાય.

ગુરુની કૃપા મેળવ તો જ્ઞાન પ્રાપ્ત થઈ જાય.

જ્ઞાન પ્રાપ્ત કર્યાં પછી તેઓ તપશ્ચર્યામા જોડાઈ ગયા તપ કરતા કરતા એક વખત તેમને પ્રભુ નેમિનાથ ભગવાનના દર્શનની ભાવના થઈ તેઓએ ગુરુ પાસે આજ્ઞા માગી કે જો આપની આજ્ઞા હોય તો અમે વિહાર કરીએ ગુરુએ આજ્ઞા આપી અને તેઓએ અભિગ્રહ કર્યો કે પ્રભુના દર્શન થાય ત્યા સુધી માસખમણને પારણે માસખમણ કરવા ગુરુની આજ્ઞા લઈ તેઓએ ઉગ્ર વિહાર શરૂ કર્યો. વિહાર કરતા કરતા તેઓ હસ્તિકલ્પ નગરમા આવ્યા માસખમણનુ પારણુ હોવાથી યુધિષ્ઠિર મુનિની આજ્ઞા લઈ બે સઘાડે ચારે મુનિ વહોરવા નીકળ્યા જ્યા થોડુ વહોરાયુ ત્યા તેમને ખબર પડી કે શ્રીનેમિનાથ ભગવાન નિર્વાણ પામ્યા છે આથી તેઓએ પાછા ફરીને યુધિષ્ઠિર મુનિને ખબર આપી ભગવાનના નિર્વાણથી બધાને બહુ આઘાત થયો તે દિવસથી પાચેય પાડવોએ આહારપાણીનો યાવજ્જીવન ત્યાગ કરી દીધો વહોરી લાવેલો આહાર પરઠવી તે શત્રુજય પર ગયા શિલા પર દર્ભસથારો બિછાવીને બધાએ યાવજ્જીવનનો સથારો કરી લીધો

તમે ડૉક્ટરના હાથમા નાડી હોય, ઇન્જેક્શનો ચાલુ હોય ને દવાના બાટલા સામે પડયા હોય એવી રીતે મરવા ઇચ્છતા હો, તો એવુ મરણ લાછનરૂપ ગણાય છે સાધુસાધ્વીઓ સથારાસહિત કાળ કરે તો તેમનુ જીવન ધન્ય ગણાય

તમે કોઈ વાર વ્રત, ઉપવાસ કે આયબિલ કરો તો રાહ જુઓ છો કે 'ક્યારે ઊગે દીનોનાથ કે ન કાઢુ મો બારો હાથ' રાતદિવસ તમે તમારા શરીરને પપાળ્યા જ કરો છો કે રખે ને ટાઢ લાગી જાય, રખે ને તાપ લાગી જાય, રખે ને ભૂખ કે તરસ લાગી જાય, રખે ને કાઈક વાગી જાય અને રખે ને કઈક થઈ જાય આવી રીતે સભાળ રાખવામા તમે આકાશપાતાળ એક કરો છો, ત્યારે ભગવાન મહાવીરના સાધુઓ કેમ વર્તે છે?

દેહ છતા જેની દશા, વર્તે દેહાતીત,
એ જ્ઞાનીના ચરણમા હો વદન અગણિત

ખપાવતા જીવ કેવો તૈયાર થઈ જાય છે આ અધિકાર સાંભળ્યા બાદ તમે પણ જાગ્યા ત્યાથી સવાર ગણો જીવના અભ્યુત્થાન માટે આજથી જ **શ્રીગણેશાય નમ** કરજો, કારણ કે સુકુમાલિકાના ભવ જેવી વિષયની તીવ્ર આસક્તિ નથી, તેમ નાગેશ્રી જેવો સાધુઓ પ્રત્યેનો દ્વેષ પણ નથી સારાશ એ છે કે તમે નાગેશ્રી અને સુકુમાલિકાના ભવ કરતા તો જરૂર આગળ વધેલા છો હવે એથી પણ આગળ વધવા કટિબદ્ધ બનજો

ભગવાન કહે છે કે ભાવ સાથે દ્રવ્ય જોઈએ એકલા ચોખા ખેતરમા ઊગતા નથી. એના માટે છોતરા સહિતની ડાગર જોઈએ માટે કરણી-રૂપ દ્રવ્ય અને ભાવનો સુમેળ સાધી આત્મોન્નતિમા આગળ વધજો જ્ઞાની વિના ભાવની તપાસણી કોઈ કરી શકે નહી કેટલીક વાર અશુદ્ધ આત્મા ભાવની પરીક્ષામા ભૂલ ખાઈ બેસે છે ભાવને જાણવાની પારાશીશી કર્તવ્યની નિષ્ઠામા છે ભાવની કચાશ હોય તો જ કર્તવ્યની—દ્રવ્યની કચાશ આવે

ભગવાને માનવદેહની ખૂબ ખૂબ પ્રશસા એટલા માટે કરી છે કે મોક્ષ મેળવવાનુ તે અપૂર્વ સાધન છે દેવના વૈક્રિયક શરીરથી કે અસજ્ઞી પચેન્દ્રિયથી મોક્ષના સાધનો સાધી શકાતા નથી તમે મનુષ્ય તો છો જ ને, તો પછી કેમ બેસી રહ્યા છો ? માટે રમણીકના રમણીક રહેજો શેરડીનો વાઢ ચાલુ હોય, શેરડી પિલાતી હોય, ગોળની કડાઈઓ ગરમાગરમ તૈયાર થતી હોય, ત્યારે તો ખેડૂત ઉદાર હોય છે, પણ વાઢનુ કામ પૂરુ થઈ જાય, ગોળના માટલા ઘરમા આવી જાય પછી તો એ જ શેરડીના વાઢમા શુ હોય છે ? ખેડૂતમા પણ ઉદારતાને સકુચિતતા આવી જાય છે એમ સાધુઓ અને સત્પુરુષોની હાજરીમા તો વડો ભર્યો ભર્યો લાગે, પણ તમે વાઢના જેવુ ન કરજો ! જેમ-બને તેમ ધર્મમા ઉજમાળ બનજો

ૐ શાન્તિ

*

પેટ ભરાશે ? માટે જો તુ મને જીવતી મૂકી દે તો હુ તને ત્રણ વાત કહુ તેમાની પહેલી વાત તારી હથેળીમા બેસીને કહીશ, બીજી વાત તારા ખભા ઉપર બેસીને અને ત્રીજી વાત સામા ઝાડ પર બેસીને કહીશ બોલ તારી શી ઇચ્છા છે ?' રાજાએ હા કહી, એટલે એણે વાત કહેવી શરૂ કરી જોકે આ તો ફક્ત રૂપક છે, પણ એમા સાર ઘણો છે ખડમાકડીએ પહેલી વાત કહી કે, 'હે રાજન્ ! શાસ્ત્ર કહે તે પ્રમાણે કરવુ શાસ્ત્ર પર સચોટ શ્રદ્ધા રાખવી આ પહેલી વાત' આટલુ કહીને તરત ઊડીને તે ખભા પર બેસી ગઈ અને બીજી વાત કહેવી શરૂ કરી કે, 'હે રાજન્ ! શાસ્ત્રના રહસ્ય કે મર્મ ગુરુના હૈયામા હોય છે, માટે ગુરુવચનને માન્ય કરવા શાસ્ત્રની વાતો ગુરુગમ દ્વારા જ સમજી શકાય છે'

એક જગ્યાએ પ્રભુએ મુનિને કહ્યુ છે કે, 'હે મુનિ ! તારે સ્ત્રી સામે દૃષ્ટિ પણ કરવી નહી' જ્યારે બીજી તરફ કહ્યુ છે કે, 'હે મુનિ ! તારે સ્ત્રીને પગથી માથા સુધી નિરખી લેવી' હવે આવી બે વાતો સાભળવાથી આશ્ચર્ય થાય કે આવી પરસ્પરવિરોધી વાત કેમ મૂકી હશે ? પણ આનો ઉકેલ તો ગુરુઓ સમજાવે કે વિકાર ભાવથી સ્ત્રી સામે દૃષ્ટિ પણ ન કરવી, પણ જ્યારે વહોરવા જાય ત્યારે બાઈના માથામા સચેત ફૂલની વેણી તો નથી ને ? તેમ હાથ પગ કોઈ કાચા પાણીના સ્પર્શવાળા તો નથી ને ? આ જોવાની દષ્ટિએ સ્ત્રીની સામે નજર કરે એક જગ્યાએ કહ્યુ છે કે, '**गुणेहिं साहु, अगुणेहिं साहु**'—ગુણોથી યુક્ત હોય તે સાધુ અને ગુણોથી મુક્ત હોય તે પણ સાધુ આના ખુલાસામા ગુરુદેવ કહે છે કે સમ્યગ્જ્ઞાન દર્શન, આદિ ગુણથી યુક્ત હોય તે સાધુ અને પાચ પ્રકારના કામગુણથી મુક્ત હોય તે પણ સાધુ આમ ગુરુએ કહેલા વચનો માન્ય કરવા એ બીજી શિખામણ

ત્યારપછી ઝાડ પર બેસીને તેણે કહ્યુ, 'હે રાજન્ ! શાસ્ત્રવચન પ્રમાણ હોય, ગુરુગમ હોય, તેમા પણ પોતાનો અનુભવ જે કહે તે સાચુ માનવુ આ મારી ત્રીજી શિખામણ છે' આટલુ બોલી ખડ-

